સુબોધક અને નીતિ દર્શક

# મણિમાળા.

શોધક

કેશવલાલ ભીખાભાઇ મણીઆર.

મુંબઈ.

કૈસર પ્રેસ.

સંવત ૧૯૬૪ સન ૧૯૦૭.

## મૂળ.

સ્વભાવ સુધરે સૃષ્ટિમાં, સુધરે સૌ શુદ્ધ શાન,
સુખ સંપત્ત સર્વે સજે, સ્વભાવનું શુદ્ધ પાન.

હે પવિત્ર મુર્તિ!

સત્ય, દયા, ધર્મ, નીતિ અને પરોપકાર વડે સ્વકુટુંબની કીર્તિ વર્ધક મા! હે મા! તારો પુત્રી પ્રત્યેનો અપૂર્વ પ્રેમ અંતરમાં અહોનિષ પ્રસરી આ હ્રદય વિણાના મધુર સ્વરે તારા ઉપકારનો બદલો વાળવા મા! મા! શબ્દની મધુર ધ્વનિની ધુનમાં તારા ગુણનું ગાન ગાતી, આ ગૃહસ્થાશ્રમના તારા સદ્બોધ વડે રીતિ, નીતિ, અને પ્રીતિપૂર્વક પતિની શુધ્ધ ભાવે સેવા કરી, તું માના વિયોગે તારી પવિત્ર વાણીને સદા સ્મરતી

હું છું

સૌ. જમનાબાઈ નગીનદાસ ભક્તિદાસ સકૈઇ

મુક્ત

# બાઇ મણીબાઇ.

મરહુમ નામાંકિત શેઠ તુલસીદાસ વ્રજદાસના ધર્મપત્ની—મુંબઈ.



| ઉત્પત્તિ. | સ્થિતિ. | લય. |
|---|---|---|
| સં. ૧૯૨૧. | વર્ષ ૬૩. | સં. ૧૯૮૪. |

# કુસુંમ વાટિકા.

---

આ કુસુમ વાટિકા રૂપી ગૃહસ્થાશ્રમ આ સૃષ્ટિના દરેક સ્ત્રી પુરૂષની ઉત્તમ ભૂમીકા છે; જ્ઞાનીના જ્ઞાનની વૃદ્ધિનું આશ્રમ છે, અને મોક્ષ પદ પ્રાપ્તીનું શિક્ષણની શાળા રૂપે સ્થાન છે. આ કુસુમ વાટિકાના ભિન્ન ભિન્ન પ્રકારના નવિન રંગ બેરંગી ખિલેલ ખિલતાં પુષ્પોની સુવાસ ગ્રહણ કરવા, રીતિ, નીતિ, અને પ્રીતિ પૂર્વક સ્ત્રી પુરૂષના શ્રેષ્ઠ ધર્મના અવલોકનવડે આ પ્રવાસનો ફેરો સફળ કરવા બુદ્ધિ વડે વાણી અને મનને કબજામાં રાખી સત્ય કર્મ કરવાં.

આ સંસારમાં સ્ત્રી પુરૂષો અરસપરસ રીતિ, નીતિ અને પ્રીતિ પ્રાપ્ત કરી સત્ય પ્રકાશક બને તેવા હેતુથી પ્રાચીન ધર્મ શાસ્ત્રોના ગ્રંથોમાંથી ગૃહસ્થાશ્રમના નિયમો સ્ત્રી પુરૂષે કેવી પ્રકારે પાળવા તેનું સંશોધન કરી, આ મણીમાળા રૂપે લઘુ પુસ્તક જન સમુદાય સમક્ષ સુબોધક અને નીતિ સુચક તરિકે મૂક્યું છે; તો તેનો સર્વે સ્ત્રી પુરૂષોએ અહોનિશ ઉપયોગ કરી બુદ્ધિ બળે વાણી અને મનને અંકુશમાં રાખવાં, કે જેથી આ અત્યંત દુઃખરૂપ સંસાર તરી પરલોકમાં સુખ નિવાસી થવાય.

આ સૃષ્ટિમાં મનુષ્ય જન્મ ધારણ કરી આખર અવસ્થા પર્યંત પોતાની શી શી 'ફરજો બજાવવાની છે, તેનું જ્ઞાન તે ધર્મ છે.

હિન્દુ ધર્મના મહાન શાસ્ત્રકાર મનુ મહારાજ કહે છે કે બાળપણમાં બ્રાહ્મણ, ક્ષત્રી, અને વૈશ્યે બ્રહ્મચર્ય પાળી વિદ્યાજ્ઞાન પ્રાપ્ત કરવું.

## મનુનું ઔષધ.

મનુનું ઔષધ પ્રાણીના દરેક પ્રકારના રોગનું નિવારણ કરી અનુદિન આનંદ વૃત્તિથી આ લોક અને પરલોકમાં અગણિત સુખની વૃદ્ધિ કરેછે.

બ્રહ્મચર્ય સ્થિતિમાં કરેલો વિદ્યાભ્યાસ ગૃહસ્થાશ્રમ સ્થિતિમાં અમુલ્ય ફળદાયક નિવડી સંસારમાં પડતી મુશ્કેલીઓ જ્ઞાને કરી દૂર થઇ સંસારમાં પડતા બોજાને સહન કરવા શકિત આપે છે.

નીતિ માર્ગનું પાલન કરનાર પ્રાણીઓ આ સંસારમાં સુખી જીંદગી ગુજારી યશ પ્રાપ્ત કરી ભકિત વડે મુકિત મેળવે છે.

અનીતિના રસ્તાઓનું સેવન કરનાર અજ્ઞાન પ્રાણીઓ દુર્ગુણે કરીને દુઃખ ભોગવી અધોગતિના ગ્રાહક બને છે.

ચેત ! ચેત ! હે ઉત્તમ દેહધારી મનુષ્ય ! પરિશ્રમ સિવાય કોઇ કાળે પણ ઉદયની આશા રાખવી તે મિથ્યા છે, માટે પરિશ્રમના પગથીઆ પ્રથમથીજ પકડવાને તત્પર થજે, કારણ કે પરિશ્રમ, એ પરમ પૂજ્ય સર્વ પદાર્થોની પ્રાપ્તીનો દાતા છે.

આ સંસારમાં, જે રિધ્ધિ, સિધ્ધિ મેળવાયછે, તે પરિશ્રમનાજ પરાક્રમી ગુણ સમજવા.

જ્ઞાન મેળવવાને મહાન શાસ્ત્રકારોએ બનાવેલા નીતિના ગ્રંથો વાંચી તેનું મનન કરવાને પરિશ્રમથી અભ્યાસ કરવો.

પરિશ્રમથી મળેલ વસ્તુ કદિ નાશ કે લોપ થતી નથી, માટે પરિશ્રમથી સકામનો નિરંતર અભ્યાસ રાખી, સુનીતિના માર્ગમાં ચાલવાને આવા મહાન પુરૂષોના વાકયો ગૃહણ કરી જ્ઞાની થજે.

તારા અજ્ઞાન રૂપી અંધ કૂપમાં જ્ઞાન વડે પ્રકાશ કરી, તેમાં શુધ્ધ નીતિનો વિવેક વાણી વડે સંગ્રહ કરવામાં, આ ગૃહસ્થાશ્રમના શ્રેષ્ટ ધર્મોનું સેવન કરવા સત્યના શસ્ત્રો કદિ પણ વેગળા મૂકીશ નહીં.

## સરસ્વતિનું મંદિર.

આ મણીમાળામાં સરસ્વતિનું શ્રેષ્ટ આસન છે. તે પોતાના આસન ઉપર બિરાજી સર્વ પ્રાણી માત્રને પોતાના સ્વરૂપનું ભાન કરાવે છે, અને ભાવનાના પ્રમાણમાં તેના ભાવિક ભકતોને આ સંસારના રસમય ચુંટણીના પ્રવાહમાં પ્રવાસ કરાવી મન ઇચ્છિત કાર્યો કરવાની શક્તિની બક્ષિશ કરે છે.

સત્ય અને નીતિના શૃંગાર સજનાર સ્ત્રી પુરૂષોને આ મણીમાળામાંથી તેના નિયમોની આરાધનાયે ઈચ્છિત પદાર્થો પ્રાપ્ત થઈ શકે છે.

પતિની ભકિત કરવાવાળી પત્નિને, આ પવિત્ર પોથી સુપાત્ર સખીની તુલ્ય સુબોધક રૂપે સદાની સહાય કરનારી છે. અને ઉદાસીને આનંદાશ્રમમાં રમણ કરાવે છે.

અખંડ સૌભાગ્યવતિ બાઇશ્રી આશાબાઈ આશા રાખે છે અને કહે છે કે મને નિરાશ નહીં કરતાં આવા સુબોધક અને સુનીતિ સુચક પુસ્તકો વાંચી હરેક સ્ત્રી પુરૂષો પરિશ્રમ લઈ સુકૃત કરવા જ્ઞાન મેળવશે.

લા.

હું છુ.

સંવત ૧૯૬૪, કાર્તિક શુદ ૧ ને બુધવાર.

# મણીમાળા.

## પતિ દેવનો સ્તુતિ.

મ્હારી સર્વ શકિતના રક્ષક મારા પ્રાણ ! તમો સદૈવના મ્હારા માલિક છો ! મ્હારા પ્રાણથી પણ અધિક વ્હાલા મ્હારા પ્રાણનાથને હું અહોનિષ પળે પળે અને વિપળ વિપળે મ્હારા ચિત્તમાં ધારણ કરૂં છું, અને મ્હારા પ્રાણનાથના પ્રાણ મ્હારા પ્રાણના પ્રાણની શ્રી કૃષ્ણ પરમાત્મા તુલ્ય સ્તુતિ કરી અલૌકિક અમુલ્ય આનંદ પ્રાપ્ત કરૂં છુ.

વ્હાલા પ્રાણનાથ ! આ અસાર સંસારની વિચિત્ર માયાના અનેક પ્રકારના મોહમાં નહીં ફસાતાં આખી જીંદગી પર્યંતના મ્હારા નિત્ય કર્મ શું શું છે, તેનો યોગ્યપણે વિચાર કરી આ હાડ, ચર્મ અને રૂધિર, માંસ, મળમુત્રાદિકની ભરેલી કાયા ક્ષણિક છે એવું જ્ઞાન પ્રાપ્ત કરવાને, અને હમેશાં સતસંગ કરવા આ કુદરતી મેહેલમાં નિવાસ કરી રહેલ મનરાજને નિર્મળ રાખી, તેના કટ્ટા શત્રુ મહા બળવાન કામ, ક્રોધ, લોભ, દંભ અને ગર્વને મ્હારા પ્રાણની અધિક શકિતથી તે દુષ્ટ યોદ્ધાઓનો નાશ કરી, મ્હારા અનંતના સત્ય સાથી જેવાં કે સત્ય, સંતોષ,

દયા, ક્ષમા વિગેરેની મારા હ્રદયસ્થાનમાં પ્રતિષ્ટા કરી એકાગ્ર ચિત્તે તે મહાન શકિતવાળા પરમાત્માની સ્તુતિ કરી મ્હારા પ્રાણુના પ્રાણુને હ્રદયથી રંજન કરીશ.

મ્હારા નીતિમંદિરના હૃદય બગીચામાં તમોને આનંદ આપવા બગિચામાંથી નીકળતી સુવાકય રૂપી કુસુમની સુવાસિત કળીઓને એકત્ર કરી તેની માળા બનાવી, આપ પ્રાણુપતિના સુકોમળ કંઠ રૂપે હ્રદયને અર્પણ કરી પુજ્ય ભાવે ભકિતમાં લિન થાઉં છું.

મ્હારા અંતરના શ્યામ! મ્હારા સ્વધર્મનું રક્ષણ કરનારા રામ! મ્હારા સત્યના શણગાર! દેવથી પણ અધિક દેવના દેવ મ્હારા નાથની પવિત્ર વાણીએ સ્તુતિ કરી પ્રાણુની પવિત્ર મુર્તિના ધ્યાનમાં એક ચિત્તે ભજન કરી ભવ કાઢું છું.

મ્હારા નીતિ મંદિરમાં તારા રૂપે પ્રકાશ કરતાં પ્યારા પતિ! તમો મ્હારા પ્રાણુના માલિક છો! આપનું અનુપમ તેજ મ્હારા નેત્રોને વિષે વસી મ્હારા નેત્રોની રક્ષા કરે છે, હે નાથ! મ્હારા હૃદયને આનંદ આપનાર ફકત તમોજ મ્હારા સદૈવના સ્વામિ છો; મ્હારા સર્વ અંગની રક્ષા કરી પાલન કરનાર મ્હારા પ્રભુ તુલ્ય પતિને વારંવાર શાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરૂં છું.

મ્હારી સર્વ ઇન્દ્રિયો મારા સ્વામિને અર્પણ કરી મ્હારા વ્હાલા નાથની નિરંતર સેવા કરી, તેમની નિર્મળ શાંત મુર્તિના દર્શન વડે આ દેહને નિભાવી, પતિના ઉત્તમ તિર્થ ક્ષેત્રમાં સત્ય કર્મ વડે

પતિવ્રતાના શ્રેષ્ટ નિયમો પાળી ફક્ત પતિનેજ પ્રભુ ગણી આ આનંદ સાગર રૂપી સંસારમાં પતિ સંગે હમેશાં નિવાસ કરી સત્ય સ્વરૂપમાં રમણ કરૂં છું.

હે હૃદયેશ્વર ! પતિની ભક્તિ અને સેવા કરવા બરોબર જે સત્ય ધર્મ છે, તે સિવાય અન્ય ધર્મ રંચ માત્ર પણ મને રૂચતો નથી; આ સૃષ્ટિના કર્ત્તા શ્રી ભગવાન પ્રભુ, ઈશ કરતાં પણ હું મ્હારા પ્રાણ પ્રિય પતિને અધિક માનું છું.

મ્હારા હૃદય રૂપી દેવસ્થાનમાં પતિની પ્રેમ મુર્તિની પ્રતિષ્ટા કરી શુદ્ધ મનોભાવે એવાં જે દેવના દેવ તેની ભક્તિ કરવા હું મ્હારૂં આ જીવતર સફળ ગણું છું. મ્હારા કૃષ્ણ તુલ્ય શ્યામની અલૌકિક મુર્તિના દર્શન વડે અમૃતનું પાન કરી સ્વર્ગનું સુખ ભોગવું છું.

હે કરૂણાસાગર ! આ માયાએ રચેલી નગ્રીમાં આપના સુખના સુખમાંજ સુખ માનનારી, અને દુઃખમાં દુઃખજ ગણનારી, વ્હાલા નાથના હિતનેજ ઇચ્છનારી, આપ શ્યામની શાંત વાણીના પ્રવાહમાં પ્રવાસ કરી; આ મધુવન રૂપી ગૃહસ્થાશ્રમમાં આપ પ્રાણ પતિની કુંજ લત્તાની ઘટામાં જ્યાં ત્યાં આપની પ્રેમ મુર્તિનાજ દર્શન કરી આ ભવનો ફેરો સફળ ગણું છું.

સ્વામીનાથ ! જ્યારે હું નાની આઠ વર્ષની હતી ત્યારે મને ગૌરી એટલે બાળા નામથી મ્હારા સંબંધીઓ બોલાવતાં, અને નવમે વર્ષે રોહિણી અને દશમે વર્ષે કન્યા જાણી, મ્હારા માતપિતાએ

મ્હારા મનરાજની આસપાસ ફરતાં દુષ્ટ વિષયની વારના ઉત્પન્ન કરનાર યોદ્ધાઓનો નીતિના શસ્ત્રો વડે નાશ પમાડી, વિવેક વાણીનો સંબંધ કરાવી, આ ક્ષણભંગુર દેહના અવયવોને દયા, નમ્રતા, ધિરજ, સંતોષ, માયા વિગેરેના આભુષણોથી સજ્જ કરી આપ પ્રાણ પતિના કોમળ કરમાં આ કર મુક્યો છે, તો આ સદાની ઋણ દાસીને કર આપી ગ્રહણ કરશોજી.

વ્હાલા વિશ્વાધાર ! આ અજ્ઞાનના અંધકૂપમાં દોરાયેલી એવી જે હું અબળા જાતિ તેને સુનીતિના માર્ગનું જ્ઞાન આપી પ્રાચીન સન્નારીઓની પંક્તિમાં પ્રવેષ કરાવી, આપ આપના પવિત્ર અંતરાત્માના દર્શનનો અમુલ્ય લાભ આપી પરમ પવિત્ર એવી મોક્ષની ગતિને પમાડશો.

વ્હાલા અંતરાત્મા ! હૃદયને રંજન કરનારી આપની મધુર વાણી શ્રવણ કરી, તેમાંથી નીકળતી આજ્ઞા રૂપે ધારાઓનું પાન કરી, નીતિ યુકત મ્હારા પ્રાણની પવિત્ર પોથીનો અભ્યાસ કરી, આપ પ્રભુ પતિની આજ્ઞાનો અમલ કરી, કિંચિત્ પણ વિલંબ નહીં લગાડતાં સેવારૂપે શામશ્રીના ભોગો વ્હાલાને ધરાવી, ગુણનું ગાન ગાતી, ભજનની ભસ્મ લગાવી ભાવના ભાનમાં ભૂલી ભમી મ્હારા ભવપતિની પ્રાર્થનામાં મ્હારા ભવના ભવ કાઢું છું.

પ્રાણનાથ ! વળી હું કુલિન, શ્રેષ્ઠ ધર્મનું પાળન કરનાર, સત્યવાદી, શિયળવાન, તથા સર્પની તુલ્ય ક્રોધ કરનાર પતિની અખંડ ભકિત કરૂં છું; નિશદિન

પતિ ભક્તિમાં ગુંથાયેલી હું, મ્હારા પ્રાણની આજ્ઞાનુ કોઇ દિવસે પણ ઉલંઘન કરતી નથી, તેમની ઈચ્છા વિરૂધ્ધ આ અંગ ઉપર શોભતાં અસત્ય અલંકાર સજતી નથી; હુકમ સિવાય દેહના પોષણ રૂપ પદાર્થો પણ આરોગવાની ઇચ્છા કરતી નથી, અને ફકત વ્હાલાની વાણીના વિલાસમાંજ સત્ય આનંદ માનું છું.

## પત્ની ધર્મ.

પ્રાણના પવિત્ર, નિર્મળ મુખારવિંદના દર્શન કીધા સિવાય પ્રાતઃકાળમાં કદિ શય્યામાંથી ઉઠતી નથી, પતિને ભોજન કરાવ્યા સિવાય પોતે ભોજન કરતી નથી, ગૃહના કાર્યક્રમમાં નિયમથી વિરૂધ્ધ કદિ વર્તતી નથી, શરીર ઉપર સજેલાં વસ્ત્રોથી અંગના ભાગને બરોબર ઢાંકી મર્યાદમાં રેહેનારી, માર્ગમાં ચાલતી વખતે અન્ય પુરૂષની સાથે વાતચિત્તનો પ્રસંગ નહીં રાખનારી, ચોકસ પ્રયોજન સિવાય બીજાને ઘેર નહીં જનારી, પોતાના ગૃહના સર્વ સ્નેહિ વડિલો, સાસુ સસરા ઈત્યાદિની નિંદા નહીં કરતાં તેમને અને પતિને પ્રેમ પૂર્વક પ્રણામ કરી પૂજનારી સ્ત્રી આ જન સમુદાયમાં પતિવૃતા તુલ્ય પુજાય છે.

લક્ષ્મીના સ્વરૂપમાં શોભતિ એવી જે ગુણવાન સ્ત્રી પ્રજાને ઉત્પન્ન કરી સદૈવ પોતાના પતિ સંગે સ્નેહ પૂર્વક ગૃહને શોભાવે છે તે, સાક્ષાત્ લક્ષ્મીનો

અંશ ગણાય છે, એવી સર્વ સદ્ગુણ સંપન્ન, સદાચરણવાળી પવિત્ર સ્ત્રીથી પુરૂષને સર્વ પ્રકારની સુખ સંપત્તિ પ્રાપ્ત થાય છે. એવી સત્કાર કરવા લાયક સ્ત્રીઓ ગૃહની શોભા છે તેથી તેઓ સર્વ પ્રકારે રક્ષણ થવા યોગ્ય છે.

સ્ત્રીએ ગૃહના દ્વાર પ્રત્યે આવેલા પોતાના સ્વામિનો શબ્દ શ્રવણ કરી એકદમ ઉભા થઈ તેમની સ્નેહ પૂર્વક સ્તુતિ કરી, પવિત્ર આસન આપી જે પ્રકારે તેમનો આખા દિવસનો પરિશ્રમ દૂર થાય તેમ મધુર શબ્દની વાણીએ મનને આનંદ આપવો, તેમની આજ્ઞાની વાટ નહીં જોતાં જે જે કામ પોતાના પતિના સુખના અર્થે પોતાને કરવાના હોય તે તે કામ અન્ય દ્વારાયે અથવા ગૃહના દાસ વર્ગ પાસે નહીં કરાવતાં પોતે જાતેજ કરવાં, તેમને પવિત્ર ભોજન કરાવી સંતુષ્ટ કરી સેવામાં નિરંતર હાજર રહેવું, ઘણાંજ અગત્યના અને તાત્કાળિક કામ સિવાય તે સમયે પતિથી અળગા રહેવું નહીં, અને તેમના પવિત્ર દર્શનમાંજ તૃપ્ત થવું.

સ્ત્રીએ ઉંચે સ્વરે કોઇપણ પ્રસંગે અથવા વાતચિત્તના વિષયના વાદમાં બોલવું નહીં; તેમ છણછણાંટ કે તતડીને અથવાતો મોટા ઘાંટા પાડી અપશબ્દોના ઉચ્ચાર વડે વારંવાર કટુ ભાષણ કરવું નહીં, સગાં, સ્નેહિ સંબંધીઓ, પાડોશી કે બીજાંઓની સાથે તકરાર કરી વાદ વિવાદ કદિ કરવો નહીં; અને જો કદાપિ વાદ વિવાદ થાય તો અપ્રિય વચનો મુખમાંથી કાઢવાં નહીં.

સ્ત્રીને આ જગતમાં પતિ સમાન બીજો કોઇ નાથ નથી, અને પોતાના પતિ સમાન આ સંસારમાં કોઈપણ પ્રકારનું સત્ય સુખ નથી, પોતાના સર્વસ્વ ધન સાથે આત્માને મૂકતાં સ્ત્રીને ફકત પતિજ એક આધાર સ્વરૂપ છે.

શાણી, ચતુર, સદ્‌ગુણી નીતિમાન સ્ત્રીએ પોતાના ઘર ખર્ચમાં વગર ઉપયોગની અને નકામી ચીજો ખરીદ કરવામાં ધર્મ તથા અર્થથી વિરૂદ્ધાચરણ કરવું નહીં, પ્રમાદ, ઉન્માદ, રોષ અને ઈર્ષાના વચનો બોલવાં નહીં, કોઈની નિંદા કરી અપમાન થાય તેવાં કર્મથી દૂર રેહેવું, ચાડી, હિંસા, વિષય, મોહ, અહંકાર, સાહસ, ચોરી અને દંભનો ત્યાગ કરવો. આ પ્રમાણે પતિની સેવા કરનારી સ્ત્રી મૃત્યુ પછી સ્વર્ગમાં પતિની પાસે જઇ સ્વર્ગાદિકના સુખો ભોગવે છે.

બુદ્ધિશાળી વિવેકી ગુણવંત રમણીઓ, પોતાના શરીરની સ્વચ્છતાએ કાન્તિને વધારી કુમુદ કળાના શાંત પ્રકાશમાં સ્વકંઠમાંથી નિકળતી, અમૃત તુલ્ય સંગિત કળાના મધુર શબ્દોની ક્રિયાઓ વડે પોતાના અખુટ પ્રેમ પાત્ર પતિ રમણને સરસ્વતિની સહાયતાએ જ્ઞાન પ્રભાવથી વશ કરી રંજન કરે છે, તે સ્ત્રી ઈન્દ્ર ભુવનમાં પતિ સંગે અલૌકિક સુખ માણેછે.

પતિને સ્નેહથી પ્રીતિ યુકત વિવેક મર્યાદા વડે મધુર નીતિમય સંભાષણ કરી રંજન કરનારી, નિર્મળ શાંત સ્વરૂપ શબ્દોની છાંયાની ઘાડી ઘટામાં મંદ મંદ હાસ્ય યુકત સુરત ક્રિડાઓથી પરમ આનંદ

પમાડનારી સ્ત્રી આ સંસારમાં અમર કીર્તિ પદ મેળવી આ લોક અને પરલોકમાં પતિવૃતા તુલ્ય પુજાય છે.

સ્ત્રી પોતાના પતિના ચરણોદકે જેટલી શુધ્ધ થાય છે, તેટલી કેટલીક પ્રકારના દાન કરવાથી તેમજ સેંકડો ઉપવાસ તથા તિર્થ સેવન વડે પણ શુધ્ધ થતી નથી, તો સર્વસ્વ સુખનું મુળ પતિની પ્રાર્થનાજ છે, એમ જ્ઞાનોદયે પતિ સેવામાં લિન થનારી સ્ત્રીએ, જે પોતાના પતિને દેવ તુલ્ય પૂજે છે તે સ્ત્રી પતિવૃતાની પંકિતમાં પૂજાય છે.

પતિ જીવતા છતાં અને પતિની આજ્ઞા સિવાય જે સ્ત્રી ઉપવાસ કરીને વૃત કરે છે, તે સ્ત્રી પોતાના પ્રાણ એટલે પતિના આયુષ્યનું હરણ કરે છે, અને મૃત્યુ પછી ઘોર નર્કમાં પડી દુઃખ ભોગવતી સદા પિડાય છે.

પોતાના પતિની આજ્ઞાનો અનાદર કરનારી, પતિના હ્રદયને ન છાજતાં કટુ વચનના બાણોના પ્રહારથી ભેદનારી, કામી ક્રોધની આતસની જવાળાયે અંતરને બાળી ખાખ કરનારી કુલટા સ્ત્રી, કુબુધ્ધિથી અંધ કૂપના પાપી ખાડામાં પડી જન સમુદાયમાં નિંદાને પાત્ર થઈ પરલોકમાં નિચમાં નિચ એવી જે ક્રુર પ્રાણીઓની યોની તેમાં જન્મ લઈ દુષ્ટ રોગો ભોગવતી પિડાય છે.

જે સ્ત્રી પોતાના પતિ વિયોગે સુખ માની સ્વતંત્રતાના હથિયારો ગ્રહણ કરી મન ઇચ્છિત કાર્યોમાં જેવાં કે મદિરાનું પાન કરી ક્ષણિક સુખની તૃષ્ણાના

લોભમાં ફસાય છે, અને પોતાના ગૃહનો ત્યાગ કરી પતિની ગેરહાજરીમાં ઘણો ખરો વખત બ્હાર ભટકતાં ફરવામાં અને નિર્લજ દુષ્ટ સખીઓના સમુહમાં કુસંગનો લેપ લગાડી ક વખતે પારકે ઘેર સુવા તથા વસવાને મનના તરંગો તંગ કરે છે, તે પાપી સ્ત્રી દુષણ રૂપ સમજવી.

સ્ત્રીઓને પોતાના પતિની પ્રસન્નતાથીજ પુત્ર, વિવિધ પ્રકારના ભોગ, શય્યા, ઉત્તમ શોભિતા આસનો, વસ્ત્રો, પુષ્પ ગંધ, જગત્‌માં કીર્તિ તથા સ્વર્ગ લોકની ઉત્તમ પ્રાપ્તી થાય છે.

જે સ્ત્રી પોતાના પતિની ભકિતમાં હમેશાં પરાયણ રહે છે, અને પતિની આજ્ઞા સિવાય કોઈપણ તિર્થ તથા વૃતાદિ કરતી નથી અને પતિ તેંજ આ સંસારમાં શુભ તિર્થ અને ઉત્તમ વૃત છે, એમ ધારી પરમેશ્વર સ્વરૂપ પતિની શુધ્ધ ભાવે સેવા કરે છે, તે આ લોક અને પરલોકમાં ઉજવળ કીર્તિ મેળવે છે.

સ્ત્રીનું દૈવત્ પતિ સમાન, દેવતા સહિત સર્વ લોકને વિષે કાંઇ નથી, પોતાનો પતિ પ્રસન્ન રેહેવાથી સ્ત્રીઓને સર્વ કામના પૂર્ણ થાય છે, અને ક્રોધ પામવાથી સર્વનો નાશ થતાં જરા મણ વિલંબ લાગતો નથી.

જે સ્ત્રી પોતાના પતિને સંતોષ પમાડતી નથી અને પોતાના ગૃહમાં કલેશ કુસંપનો ઉપદ્રવ કરી દુઃખનો વધારો કરે તેને સ્ત્રી માનવી નહીં, તે પૂર્વ જન્મની વૈરી સમજવી, સ્ત્રીને ફકત પોતાનો પતિજ દેવ, ગુરૂ, પોષણ કરનાર, ધર્મ તિર્થ

તથા વૃત રૂપ છે, માટે સર્વનો ત્યાગ કરી તેણે એક પોતાના પતિનીજ આજ્ઞા પાળી સુખ માનવું, અને પતિ પ્રસન્ન થયેથીજ પ્રભુ પ્રસન્ન થશે, માટે ફકત પતિનીજ સેવા કરવી.

સ્ત્રીએ પોતાના સાસુ સસરાને, નણંદ તથા ગૃહના અન્ય વડિલોને સુનીતિ અને સુવાકયે વશ કરવાની વિદ્યા શિખવી, સ્ત્રીએ પ્રભાતમાં પોતાના પતિ ઉઠયા પેહેલાં ઉઠવું અને દાંતણ પાણી કરી, મુખને સ્વચ્છ કરી પથારી ઉપાડી ઘરને ઝાડી સાફ સુફ કરવું, રસોઇના પાત્ર માંજી સ્વચ્છ કરી રસોઇ કરી ગૃહ નિવાસીઓને જમાડી પોતે જમી ગૃહ કાર્યમાં બાકીના વખતનો ઉપયોગ કરી, રાત્રે ભોજન કરી બાકીનું કાર્ય કરી શય્યા બિછાવી પતિની સેવામાં હાજર રહેવું, અને પતિ નિદ્રાવશ થાય ત્યારે તેમાં મન રાખી તેજ શય્યા ઉપર નિષ્કામ તથા જીતેન્દ્રિય થઇ સાવધાન રહી વસ્ત્રો સહિત શયન કરવું.

સ્ત્રી પુરૂષનું લગ્નથી જે જોડું બંધાયું તે જોડાએ હમેશાં સાવધાન રેહેવું કે રખેને એક બીજાનો વિયોગ થવાથી અરસપરસ અભાવ ઉત્પન્ન થાય, માટે જીંદગી પર્યંત નર વધુએ એક બીજાથી જુદુ ન રેહેવું એ ટુંકામાં સ્ત્રી પુરૂષનો મુળ સ્વધર્મ જાણવો. (મનુ.)

સ્વભાવથીજ પુરૂષ શરીર કરતાં સ્ત્રી શરીરે દુર્બળ હોય છે, જેથી પુરૂષમાં જેટલું તન અને મનનું બળ હોય છે, તેટલું સ્ત્રીમાં હોતું નથી માટે સ્ત્રીએ ગૃહના કાર્ય કરવા, અને પુરૂષે બ્હારનું કામ કરવું.

જે પુરૂષનું સ્ત્રી સાથે શાસ્ત્રોકત વિધિથી લગ્ન થયું તે પુરૂષના જેવા ગુણ હોય તેવાં તે સ્ત્રીમાં આવે છે. એવો કુદરતનો સ્વાભાવિક નિયમ છે.

સ્ત્રીએ, માતા, પિતા, અથવા પુત્રોથી દૂર રેહેવાની કદિ પણ ઈચ્છા કરવી નહીં, કારણ કે તે લોકોના વિયોગે એકલી રેહેવાથી સારી સ્ત્રી પણ પોતાના પિતા અને પતિના કુળને નિંદાવે છે.

જે સ્ત્રી લગાર પણ ગેરવર્તણુક ચલાવતી માલમ પડે તો તેને યોગ્ય ઉપાયો વડે શિક્ષણથી જ્ઞાન આપી સુધારવી, નહિતો દિવસે દિવસે એવી ખરાબ વર્તણુક વધવાથી સસરા અને પિયેરના બન્ને કુળને લાંછન લગાડે છે. (મનુ)

સ્ત્રીનું બાળપણામાં પિતા, યુવાવસ્થામાં 'પતિ' અને વૃધ્ધાવસ્થામાં પુત્રો રક્ષણ કરે છે; કારણ કે સ્ત્રીજાતિ એ સ્વતંત્રતાને યોગ્ય નથી.

આ ગૃહસ્થાશ્રમમાં સ્ત્રી પુરૂષના સુધર્મને અનુસરી વર્તનારા સજ્જન સ્ત્રી પુરૂષો સ્વર્ગ અને ઈન્દ્રાસનના ઈચ્છિત સુખો ભોગવી પરમ પદ ભોગવે છે.

સંપત્તિ પ્રાપ્ત કરવાંની ઈચ્છાવાળા મનુષ્યે અપમાન નહીં કરતાં ખાનપાન અને વસ્ત્રાલંકારે સ્ત્રીનું મન સંતુષ્ટ રાખવું. પતિ પત્નિના અખંડ સ્નેહથી ચાલતો ગૃહસ્થાશ્રમ કુળની કીર્તિમાં વધારો કરી કુળમાં હમેશાં કલ્યાણની વૃદ્ધિ કરે છે.



# પતિનો પત્ની પ્રત્યે ધર્મ.

સદ્‌ગુણની મુર્તિ, સરસ્વતિ, લક્ષ્મી ! સુનીતિની સમૃધ્ધિથી ભરેલા તારા હૃદયસ્થાનના મનહર મેહેલમાં નિવાસ કરનારને આ સૃષ્ટિના અનુપમ આનંદનો અનુભવ લેવા તારા પ્રત્યેની ભકિત ભાવના પ્રગટ થાય છે.

વ્હાલી પ્રેમ મુર્તિ ! તારા પતિ ભકિતના પ્રેમ પ્રયોગો તારા પ્રત્યેની મારી ભકિતને ખેંચી તારા સુખકર મનહર મેહેલની અદ્‌ભુત રચના નિહાળી, તારા મજબુત કોઠારમાં ભરેલી સમૃધ્ધિઓના સુખના ભોકતાને મેહેલના નવિન બગિચામાં ખિલતાં કુસુમની સુવાસ લેવાને આકર્ષણ કરે છે.

પરમ પવિત્ર, મધુર ભાષણ કરનારી, સદાચરણનું સેવન કરી ભકિત ભાવે પતિને રંજન કરનારી પત્નિને પતિ પોતાના હૃદયસ્થાન વિષે સ્થાપિત કરે છે.

હે કલ્યાણિ ! આજથી તને મારી સ્નેહપૂર નગરીની અસંખ્ય પ્રજાનો કારભાર કરવા એક પ્રધાનનો હોદ્દો સોપું છું, તો સર્વ પ્રજાનું રક્ષણ કરી તારૂં પ્રધાનપણું દિપાવી તારા પતિને આનંદની લ્હેરમાં રમણ કરાવી, આ ગૃહસ્થાશ્રમના પવિત્ર દ્વારમાં પ્રવેશ કરાવી સુખની વૃદ્ધિ કરજે.

હે તારૂણિ! તું તારા પતિવૃતાના તપોબળે કરી આ જગત્‌ને તારવા માહાદેવી રૂપે પ્રગટ થઇ આ અસાર સંસાર રૂપી સમુદ્રને તરાવે છે. મારૂં માયાનું બંધન તોડી સત્યવસ્તુ ગૃહણ કરાવી મોક્ષના દ્વારના દર્શનનો અમુલ્ય લાભ આપનારી તું તારૂણિ તે ખરી તારૂણિજ છે!

ખરેખર તું એક માહાદેવી છે! તારૂં ચંદ્રની પૂર કળાઓથી પ્રકાશતું મુખારવિંદ, મંદમંદ હાસ્યે હૃદયમાં પ્રકાશ કરી મનોમનથી માયાને ઉત્પન્ન કરી આ ભવાબ્ધિની પ્રકાશ કરેલી માયામાં પરસ્પર પતિ પત્નીના સ્વભાવની પરિક્ષા કરવાવાળુ છે.

નૌકાથી જેમ સમુદ્ર તરાય છે, તેમ સુપાત્ર, સદ્‌ગુણી, શિળવત્ પત્નિથી આ દુ:ખમય સંસારને તરી મોક્ષ પમાય છે; કારણ કે જેનાથી ત્રણ્યે પુરૂષાર્થ જેવાંકે ધર્મ, અર્થ, અને કામની સિદ્ધિ પ્રાપ્ત થાય છે; તો એવી જે પોતાની સ્ત્રી તેની કયો પુરૂષ ઇચ્છા પૂરી ન કરે? (કશ્યપ)

પુરૂષ જ્યારે સ્ત્રીનું પાણી ગ્રહણ કરે છે ત્યારે પોતે પ્રતિજ્ઞા કરે છે કે હું ધર્મ, અર્થ અને કામ એ ત્રણને વિષે સ્ત્રીનું ઉલંઘન કરીશ નહીં, એમ પ્રતિજ્ઞા કર્યા પછી જે પુરૂષો પર સ્ત્રી વિષે જાય તો તેવા અસત્યવાદીઓ પુજા કે પ્રાર્થના કરવા લાયક ગણાય નહીં.

પુરૂષ સ્ત્રીનું ભરણ પોષણ કરે છે, તેથી તેનો ભર્તા કહેવાય છે અને તેનું પાલન કરે છે તેથી પતિ કહેવાય છે; પણ જ્યારે તે પુરૂષ ભરણ પોષણ કે

રક્ષણ કરવા રૂપ ધર્મ છોડીને પોતાની ભાર્યા કે પતિના પ્રાણ હરવાની ઇચ્છા કરે ત્યારે તેને ભર્તા-પણાના કે પતિપણાના ગુણથી રહિત માનીને પતિ કે ભર્ત્તા જાણવો નહીં.

જ્યાં સુધી પુરૂષ પરણ્યો નથી ત્યાં સુધી અર્ધો કહેવાય છે, કારણ કે 'એકલા પુરૂષથી કાંઇ પ્રજા ઉત્પન્ન થતી નથી, પણ સ્ત્રીને પરણી પૂર્ણ એટલે આખો થાય ત્યારેજ તેનાથી પ્રજા ઉત્પન્ન થઈ શકે છે. (મનુ)

સ્ત્રીનું પાલન કરવું એ પુરૂષને પોતાના અર્ધા અંગનું પાલન કર્યા બરોબર છે, ઘરને ઘર નથી કહેતાં પણ સ્ત્રીજ ઘર કહેવાય છે, કેમકે સ્ત્રી વિનાનું ઘર અરણ્ય સમાન લાગે છે. (મનુ)

પુરૂષને લોકમાં સ્ત્રી સમાન કોઈ સગું, ગતિ તથા ધર્મ સંગ્રહ કરવામાં સહાય કરનાર નથી તેમજ રોગથી પિડાયેલા તથા કષ્ટને પામેલા દુઃખી પુરૂ-ષને નિરંતર પોતાની સ્ત્રી સમાન બીજું કાંઈ પણ ઔષધ નથી.

આ જગતનું ઉત્પત્તિ સ્થાન તુંજ છે! અને તેજ સ્થાનના વાસીઓથી તારા કોમળ અંગનું વાણી, મન અને કાયા વડે રક્ષણ થવું જોઇએ, એવો માહાન્ કુદરતનો ધારો છે, તે ધારાથી કોઈપણ પુરૂષ જો વિરૂદ્ધાચરણ કરે તો પોતે દુઃખ ભોગવી નિંદાને પાત્ર થઈ અપકીર્તિ મેળવે છે.

સ્વધર્મનું રક્ષણ કરનાર, ગૃહસ્થાશ્રમનું અવ-ર્ણિય સુખ પ્રાપ્ત કરનાર અને ફળદાતા ફકત પોતાની

ધર્મ પત્નિજ છે; ધર્મ શાસ્ત્રથી વિધિ યુકત જે મા બાપે સ્ત્રી પુરૂષના ધર્મનું જેને શિક્ષણથી જ્ઞાન છે, એવા સ્ત્રી પુરૂષનો અરસપરસ લગ્નાદિયે સંયોગ કરે છે; તેજ સ્ત્રી ધર્મ પત્નિ કહેવાય છે અને તેજ પુરૂષ સ્ત્રીને ધર્મ પતિ કહેવાય છે.

ધર્મપતિ તે એક મહાન્, સુંદર વૈભવના પ્રકાશમાં ખિલતી નરદેહ નગ્રીનો મહાન્ શુધ્ધ બુધ્ધિવાળો પ્રાકૃમિ રાજા છે, તે પોતાના નિર્માણ કરેલા રંગ મંડપના ન્યાયાસન ઉપર બિરાજી ધર્મ અધર્મનો ન્યાય કરી આ સંસારમાં ચાલતાં ગૃહસ્થાશ્રમમાં ધર્મ અધર્મના કરેલ કૃત્યોના સુખદુઃખનો ભોગ કરાવે છે.

પતિ પોતેજ પોતાના વિર્ય રૂપી અંશથી સ્ત્રીને વિષે ઉત્પન્ન થાય છે, તેને વિદ્વાનો પુત્ર કહે છે, માટે જેને પુત્ર થયો હોય તે સ્ત્રી પ્રત્યે પુરૂષે કયારેય પણ તિરસ્કાર યુકત વચન વદવા નહીં. સુર્યના તાપથી પિડાયેલા પુરૂષો પાણીને વિષે જેમ આનંદ પામે, તેમ આધિ વ્યાધિએ કરી પિડાયેલા પુરૂષો પોતાની સ્ત્રીને વિષે આનંદ પામે છે; માટે ક્રોધ ચડયો હોય તોપણ મનોહર સ્ત્રીઓનું પુરૂષે કદિ અપ્રિય કરવું નહીં.

બુધ્ધિમાન પુરૂષે સ્ત્રીને ઉત્સવમાં, લોક મેલાવડામાં તિર્થોમાં અને પારકાને ઘેર સાથે પુત્ર અથવા વિશ્વાસુ માણસ આપ્યાં વગર એકલી મોકલવી નહીં

જે કુળમાં સ્ત્રીઓ દુઃખી થતી હોય, જેને અંગ ઉપર પેહેરવાને પૂરા વસ્ત્ર મળતાં ન હોય, અને

અનેક પ્રકારથી પિડાતી હોય તેવા કુળની કોઇ કાળે પણ વૃધ્ધિ થતી નથી; પણ જે કુળમાં સ્ત્રીનું સન્માન થતું હોય અને સ્વચ્છ વસ્ત્રાદિકથી તેમનું મન સંતુષ્ટ રેહેતું હોય તેવાં કુળની હમેશાં વૃદ્ધિ થાય છે.

ધર્મના કામમાં પિતાની પેઠે હિત ઇચ્છનારીઓ, તથા સંકટ વેળાએ માની માફક દુઃખને ટાળનારીઓ પણ સ્ત્રીઓજ છે; રસ્તામાં થાકેલા મનુષ્યને સ્ત્રી વિશ્રામ આપનારી છે, અને આ દુનિયામાં સ્ત્રીવાળા પુરૂષનોજ સઘળા વિશ્વાસ કરે છે, માટે સ્ત્રી એ પરમ ગતિ રૂપ છે.

કોઇ પણ પુરૂષે, મા, બ્હેન અથવા દિકરી સાથે કદિ પણ એકાંત વાસ કરવો નહીં, કારણ કે મહા જ્ઞાની શાસ્ત્ર યુકત ચાલનારા પંડિતો અને જીતેન્દ્રિયોનું લેષ માત્રમાં મન હરણ કરનાર સ્ત્રીઓનું તે મૂળ છે.

ઉગ્ર તપ કરનારા મહા સમર્થ વિદ્વાન અને અગ્રળ કીર્તિ પ્રાપ્ત કરવાના અભ્યાસના આસનોના નિવાસી મહાત્માઓને પણ કામના ફળની ઇચ્છાએ કામથી મોહ્ય યુકત કરી દુષણ લગાડવાનો સ્ત્રીઓનો સ્વભાવ હોય છે, તો સર્વ ઇન્દ્રીઓને કબજામાં રાખી જ્ઞાને કરી સાવધાન રેહેવું.

પર સ્ત્રી કે જેની સાથે આપણે કોઈ પણ જાતનો સંબંધ નથી તેવી સ્ત્રીઓ સાથે ઉમરના પ્રમાણમાં મા, બ્હેન અને પુત્રી કહીને નીતિ યુકત ભાષણ કરવું.

જે સ્ત્રી પોતાના સજાતિય બાંધવોનું અનિષ્ટ કરે અને ગર્ભપાત કરે તે સ્ત્રીથી સંભાષણ કરવું

નહીં. બ્રહ્મહત્યા કરવાથી જેટલું પાપ થાય છે, તેનાથી બમણું પાપ ગર્ભપાત કરવામાં થાય છે. ગર્ભપાત કરનારને છૂટવા માટે કાંઇ પણ પ્રાર્યાશ્ચત નથી, માટે તેવા પાપી સ્ત્રીનો તુરત ત્યાગ કરવો. (પરાશર)

સ્ત્રી અને પુરૂષ વચ્ચે, માતા અને પિતા વચ્ચે, ભાઈ ભાઇ વચ્ચે, સ્વામિ અને સેવક વચ્ચે, મિત્ર મિત્ર વચ્ચે, તથા ગુરૂ અને શિષ્ય પ્રત્યે ભેદ પડાવી એક બીજા સાથે કુસંપ કલેશ કરાવવો નહીં.

કોઇ પણ પુરૂષે કયારેય પણ સર્વ વર્ણોમાં પર સ્ત્રી ગમન કરવુ નહીં, પરસ્ત્રી સેવન કરનારા, સ્ત્રીઓના શરીરમાં જેટલાં રોમ રોમ છિદ્રો નિર્મેલા હોય તેટલાં હજાર વર્ષ સુધી નર્કસ્થાન ભોગવી કીડા થઈ દુઃખ ભોગવે છે.

આત્મોદયના યત્નો વડેજ, અનુકુળ, નિર્મળ અંગવાળી, કુલિન, કુશળ, તથા સારા સ્વભાવવાળી એવી સ્ત્રી પ્રાપ્ત થાય છે.

જે સજ્જન પોતાની કન્યાનું દાન એકને આપ્યાં છતાં બીજાને આપે છે, તે પુરૂષ હિચકારો અને આ સંસારમાં જુઠુ બોલ્યો એમ ઠરે છે. જુઠું એટલે અસત્ય વાણીના ઉદ્દગાર કાઢનારા પ્રાણીઓ જન્મો જન્મ પાપી કર્મના પાપમાં નીચમાં નીચ યોનીમાં ભમતાં ભમી ભૂમીના ભારરૂપ એટલે બોજા સમાન થઈ પડે છે. (મનુ)

બુધ્ધિમાન પુરૂષે પારકી સ્ત્રી પ્રત્યે કદિ જવું નહીં, કારણ કે તેથી ઘણું દુઃખ થાય છે અને પોતાની

આયુષ્ય ક્ષીણ થાય છે: જેને ઘણું જીવવાની ઈચ્છા હોય તેણે પારકી સ્ત્રીનો સંગ ત્યાગ કરવો; હરિણી સરખા નેત્રવાળી સતી નિમિત્તે રાવણના દશ મસ્તક પણ રવડયાં હતાં, સતી સીતાનું હરણ કરવાથી રાવણ, તારાને હરી લેવાથી વાળી, અને દ્રૌપદીની છેડ કરવાથી કિચક મરણ પામ્યો, તેથી કોઈ કાળે પરસ્ત્રીમાં પ્રીતિ કરવી નહીં.

પોતાના પતિને ધમકાવતી, જેમ આવે તેમ મુખમાંથી વાણીના ઉચ્ચાર વડે બડબડાટ અને ફડફડાટ તથા ગડગડાટના ગોળાઓ ક્રોધી ભ્રકુટીના નિશાન વડે પતિની કોમળ છાતીમાં ફેંકી પ્રહાર કરનારી, પતિની ગેરહાજરીમાં પરપુરૂષમાં તેના વિષ સમ સ્વરૂપમાં મોહાંધ થઇ પતિનો તિરસ્કાર કરી, અનીતિમાં અંધ બની પતિની તેમજ પોતાના ગૃહના વડિલ સાંસુ સસરાની નિંદા કરનારી એવી જે કુલટા સ્ત્રી, તેના શરીરમાં કાળે કરી તમામ છિદ્રોમાં કિડાનો નિવાસ થાય છે; અને અધમ ગતિને પામે છે.

જેની વાણીમાં હળાહળ વિષ ભર્યું છે, જેના નેણમાં કામના બાણની શય્યા છે, એવી અગ્નિ તુલ્ય શય્યામાં શયન કરનારા પુરૂષો, વિષ્યાંધ વિષનિ સ્ત્રીના સંગથી મહા દુઃખ ભોગવી મરણને શરણ થાય છે.

નિરિંદ્રિય, અશાસ્ત્ર, અને જુઠુ એ સ્ત્રીનું સ્વાભાવિક આચરણ છે, એમ શ્રુતિ પણ કહે છે. શય્યા, આસન, અલંકાર, અન્નપાન, અપવિત્રતા, ખોટી વાણી કામ, તથા રતિ એટલા શણગાર સજાવી વિશ્વ કર્ત્તા પ્રજાપતિ એટલે બ્રહ્માએ સ્ત્રીને ઉત્પન્ન કરી છે.

વિશ્વ કર્ત્તા બ્રહ્માથી પણ સ્ત્રીનું રક્ષણ થવું અશક્ય છે; તો આવા કળિયુગને વિષે સ્ત્રીનીજ જંખનામાં જીવનારા, તેની સુંદર કાન્તિના કિરણોમાં કામથી નેત્રાંધ થનારા, સ્ત્રીના હાવભાવ અને કટાક્ષમાંજ કામની કમાણી કરનારા પુરૂષો, આ સંસારને વિષે સ્ત્રીઓનું રક્ષણ કરવાને તદન અશક્ય છે.

પૂર્વે મહા તપસ્વી ઉગ્ર તપ કરનારા મહા મુની દેવશર્માની અતિ રૂપાળી સુન્દર સ્ત્રી નામે રૂચી, કે જેના સુંદર સ્વરૂપથી મહાન દેવતાના રાજા ઇન્દ્રે તેને ભોગવવાની ઇચ્છાએ મુનીની ગેરહાજરીનો સમય સાંધી કામ ક્રિડાની આશાએ આશ્રમમાં કોઇ ન ઓળખી શકે તેવું સ્વરૂપ ધારણ કરી અંદર પ્રવેશ કીધો; તે સમયે ગુરૂ પત્નિનું રક્ષણ કરનાર શિષ્ય વિપુલે ઇન્દ્રને ઓળખી પતિવૃતાપણું ભંગ ન થાય તેવી રીતે રૂચીના શરીરમાં પ્રવેશ કરી ગુરૂ પત્નિનુ રક્ષણ કીધું. તેમ અત્યાર સુધી કોઇ પણ મહાન પુરૂષે સ્ત્રીનું રક્ષણ કીધું હોય તેમ સંભવતું નથી.

સ્ત્રીના મુળ સ્વભાવને નિર્મળ શાંત રસના અમૃતનું પાન કરાવી તેમની લોભી ઇન્દ્રીઓને અજ્ઞાનને રસ્તે જતાં અટકાવી આત્મ જ્ઞાનનો બોધ આપી તેમનું સ્નેહ પૂર્વક રક્ષણ કરવું એ પતિનો મૂળ ધર્મ છે.

એવી જે પોતાના પતિના પ્રતાપે રક્ષણ થયેલી સ્ત્રી, અસત્ય ધાતુના અને મોહને વધારે એવા પથ્થર તુલ્ય હિરા, માણેક, મોતી, વિગેરે જવેરાતના નંગ જડેલા નકસીદાર દાગીના રૂપે ઘરેણાનાં

શરીર ઊપર શણગાર સજવામાં અને સુંદર નવિન રંગ બેરંગી મોહક સુતરાઉ તથા રેસમી બારિકમાં બારિક ઉંચી પ્રકારના પેહેરવાના વસ્ત્રો વિગેરેની ઇચ્છા નહીં કરતાં, પોતાના શુદ્ધ જ્ઞાનનું ઘરેણું જે પોતાના પતિના અમુલ્ય વાણીના વાકયો, તેનેજ પોતાના હૃદયમાં રહેલા ભિતરને શણગારી પ્રસન્ન વદને પોતાના દેહને શોભાવી, પોતાના પતિને પ્રેમ દ્રષ્ટિથી નિહાળે છે, તે સ્ત્રી આ સંસારમાં પતિવ્રતાની પંકિતમાં પુરૂષને પ્રથમ પૂજનિય છે.

પતિની સમિપ સ્વચ્છ વસ્ત્રોથી દેહને દિપાવી, પોતાના પ્રાણ એવા પતિના ચક્ષુને ઠારનારી, જેમ ગગનમંડળમાં પૂર્ણિમાના કુમુદની પૂર્ણ કળાઓથી સર્વત્ર પ્રકાશમાન છે તેમ પોતાના દેહ મંડળમાં જ્ઞાન પ્રભાની પૂર્ણ કળાઓથી પ્રકાશતા કુમુદસમ વદને પોતાના સ્વામિનાથને સુધા રૂપે પ્રેમનું પાન કરાવી, આ સંસારની કુંજલત્તામાં મધુર મુખની મોરલીના નાદમાં નાથને લિન કરી, આનંદના અધ્યાયનો પાઠ કરતી એવી પતિની પોયણી રૂપે પત્ન પતિના દર્શનથી રંચ પણ વિરામ પામતી નથી.



# નીતિ જ્ઞાન.

પુરૂષે પોતાની સ્ત્રીને વિષેજ આસકત થવું તેણે ઇન્દ્રીઓનું દમન કરીને તેને કબજામાં રાખવી તથા કોઈની મોટાઈ જોઇ તેની ઈર્ષા કરવી નહીં. પોતાની સ્ત્રી અને પુત્ર એ પોતાના અંગ છે, સેવક વર્ગ પોતાની છાંયા છે, અને દીકરી એ પરમ દીન સ્વરૂપ ગાય જેવી છે, એ સર્વનું ખરા ગૃહસ્થ પુરૂષે પોષણ કરવું.

એકાંતમાં પાપ કરનારા પાપી પુરૂષો પોતાના મનમાં વિશ્વાસથી કહે છે કે હું જે કરૂં છું તે કોઈના જાણ્યામાં નથી, પણ તેવા મુર્ખ વિચારમાં તે ભૂલ કરે છે કારણ કે જે જે કર્મ આપણે એકાંતમાં કરીએ છીએ તે હમેશાં ઋતુઓ, દિવસ, તથા રાત્રી દેખે છે. માટે એમ નહીં સમજવું કે મેં કરેલું પાપી કર્મ કોઈ જાણતું નથી.

સત્યના સ્થાનકમાં નારાયણનો નિવાસ છે, અને તે નારાયણના નિવાસી સ્થળમાંથી દરેક સ્ત્રી પુરૂષને સદાનંદ ભોગવવાની રિદ્ધિ સિધ્ધિ પ્રાપ્ત થાય છે.

વાણી એ સર્વ પ્રાણીના સુખં દુઃખનું મૂળ છે, તેનાથી સુખ દુઃખની વૃત્તિ રૂપી વેલીઓ પ્રગટ થઈ પોતાના ગુણ અવગુણના ભાવ ભજવી ગૃહસ્થાશ્રમને સેવે છે.

હું ધન સંપત્તિ અને પુત્ર પરિવારથી દરેક બાબતમાં સુખી છું એવા અહંકારી માયાના કેફમાં સ્વચ્છંદપણે વર્તવાથી, પોતાની માનેલી સર્વ વસ્તુઓ અલોપ થતાં વિલંબ લાગતો નથી. અભિમાની આવેશમાં મુખમાંથી નીકળતી વાણીને અટકાવવા પ્રયત્ન કરવો.

કોઈની ઈર્ષા અને અદેખાઈ કરી દુઃખ આપવા પહેલાં તારી પોતાની સ્થિતિ ભવિષ્યમાં કેવી થશે તેનો વિચાર કરીને અન્ય પુરૂષને ખરાબ લગાડી દુઃખ દેજે, કારણ કે વખત બદલાયે તેવા કર્મથી તે પાપ રૂપી દુઃખનો બોજો તારા શિર ઉપર આવવાનો મોટો સંભવ છે.

પુરૂષની બુદ્ધિ ધન પુત્રાદિકમાં આસક્ત થયેલી છે તેના મનને કોઈ દિવસે પણ શાંતિ મળતી નથી. સમય પ્રાપ્ત થયે તું પુત્રોની સંભાવના કર, અને જ્યારે તે જુવાન થાય તથા પોતાની મેળે વૃત્તિ ચલાવવામાં સમર્થ થાય ત્યારે તેમને છોડી મુક્ત થઇને તારી ઇચ્છામાં આવે તેમ તું ફરજે.

અન્ય પુરૂષની નિંદા કરીને પોતાનો ઉત્કર્ષ કદાપિ કરવો નહીં, પરંતુ પોતાના ગુણે કરીનેજ ઉત્કર્ષની ઈચ્છા કરવી; જે પુરૂષ કોઈની નિંદા કરતો નથી કે પોતાના ગુણનું વર્ણન કરતો નથી તે પંડિત અને ગુણવાન પુરૂષ મોટો યશ મેળવે છે; પવિત્ર એવા પુષ્પોનો સુગંધ મોઢે બોલતો નથી પણ તેના ગુણે કરીને તે વખણાય છે; તેમજ નિર્મળ એવો સુર્ય મોઢે બોલતો નથી પણ તે આકાશમાં

શોભે છે. એજ પ્રમાણે બીજાં પણ પોતાને મુખે પોતાના વખાણ કરતાં નથી તે પોતાના યશ વડે લોકમાં પ્રકાશ પામે છે.

પૃથ્વીના સર્વ પદાર્થો પ્રાપ્ત થાય તોપણ દુર્બુદ્ધિવાળા પુરૂષોની તૃષ્ણા પૂરી થતી નથી, શરીર જીર્ણ થાય છે, તોપણ તૃષ્ણા જીર્ણ થતી નથી, અને પ્રાણ જાય ત્યાં સુધી પણ જતી નથી, માટે તેનો ત્યાગ કરનારનેજ સુખ થાય છે.

રૂપ વગરનો પુરૂષ જ્યાં સુધી પોતાનું મુખ અરિસામાં જોતો નથી ત્યાં સુધી પોતાને રૂપવાન માને છે, સત્ પુરૂષો કોઈને માઠું વચન કહીને ખેદ પામે છે, તેમ દુર્જન કોઈને નરતું કહીને મનમાં ખુશી થાય છે.

સર્જન પોતાના વૃદ્ધોને નમીને રાજી થાય છે, દુર્જન તેઓને દુઃખ આપીને ખુશી થાય છે, આત્માની રક્ષા માટે સત્ય અને ધર્મ પાળનારાએ કપટ કરવું યોગ્ય નથી; સૌથી શ્રેષ્ટ સત્ય છે. એક હજાર અશ્વમેધનું પુણ્ય ને એક કોરે સત્ય તે બન્નેને ત્રાજવામાં તોળ્યાં હોય તો સત્ય અધિક થાય છે. સર્વ વેદ ભણવા અને સર્વ તિર્થોમાં સ્નાન કરવું એ પણ સત્યની સમાન બીજો ધર્મ નથી અને તેનાથી કાંઇ શ્રેષ્ટ પણ નથી.

જે પુરૂષ ક્રોધ કરતો નથી તે આ જગત્માં ઘણાં કાળ સુધી નભી શકે છે, ને જે ક્રોધને વશ થાય છે તે જલદી નાશ પામે છે, માટે સર્વ પ્રજાને નાશ થવાનું મુળ કારણ ક્રોધ છે.

ક્રોધી પુરૂષથી જેને ક્રોધ નથી એવો પુરૂષ ઉત્તમ કહેવાય; જે પુરૂષ પોતાની વાણી રૂપી કાંટાએ કરી સર્વ મનુષ્યોને પીડે છે તેની સાથે સોબત કરવી નહીં; સોબત કરનારની લક્ષ્મી નાશ પામે છે, તો તેવા ક્રુર પુરૂષનું દર્શન પણ કરવું નહીં; જે પુરૂષ રૂડી રીતે વરતે છે તેને સત્ય પુરૂષો વખાણે છે, ને તેને સંકટ સમયે મદદ કરે છે. દુર્જનના મુખમાંથી વાણી રૂપી બાણોજ નીકળે છે જેના વાગવાથી માણસ રાત્ર દિવસ શોક કર્યા કરે છે. વિદ્વાન પુરૂષે એવા વાણી રૂપી બાણો મુખમાંથી કહાડવાં નહીં, પ્રાણી માત્રને વિષે દયા રાખવી તેઓની સાથે સ્નેહ રાખવો પરાયાને સુખ થાય તેવાં મધુર મીઠા વચનો બોલવા, કોઈ કાળે કડવા વેણ કાઢવાં નહીં, પોતાના વડિલ તથા પોતાને સુનીતિનો રસ્તો બતાવનારનો પૂર્ણ મનોભાવે સત્કાર કરવો, કોઈ પણ વખતે તેઓની પાસે યાચના કરવી નહીં.

જે પુરૂષ પોતાની બદબોઈ તથા નિંદા થતી સાંભળી કોઈ દિવસ મનમાં ખોટું લગાડી ક્રોધ કરતો નથી, પોતાની સ્તુતિ, વડાઇ મોટાઇ કરનારા માનવીઓથી હર્ષ પામી, મનમાં ફૂલાતો નથી, તથા કોઇ દિવસ સુખ દુ:ખને ગણતો નથી, સર્વ કોઈનું ભલુ કરવાની મનમાં ઈચ્છા રાખનારો, મધુર સત્ય વાણી વદી અન્યને આનંદ આપનાર, સરળ તથા ઈન્દ્રિયોને નિયમ અને કાબુમાં રાખનારો ઉત્તમ પુરૂષ જાણવો.

માતા, પિતા, વિદ્યા ગુરૂ તથા પરોણાને દેવ પ્રમાણે માની તેમની પુજ્ય ભાવે ભકિત કરી ગૃહસ્થાશ્રમનું અપૂર્વ સુખ ભોગવનાર થા.

છોકરાં ઉછેરી મોટાં કરવામાં માતા પિતા જે દુઃખને સહન કરે છે, તેના ઉપકારનો બદલો આખી જીંદગી પર્યંત ભકિત કરેથી પણ વાળી શકાતો નથી.

નાનપણથી ઉછેરી મોટાં કરવામાં જેટલું દુઃખ તેઓએ વેઠયું છે; તેના ઉપકારનો બદલો તું કેવી રીતે તેને આપી શકીશ? તે માત પિતાનું ઋણ તારાથી કદિ ચુકવી શકાય તેમ નથી; કોઈ પ્રસંગે તેમના સુખને અર્થે તારા દેહના હાડ ચર્મનો ઉપયોગ કરવો પડે તો વિચાર કરી વિલંબ નહીં કરતાં ઉપકારનો બદલો વાળવાનો અમુલ્ય પ્રસંગ છે એમ ધારી તું તૈયાર થજે.

મા! મા! કરી મધુર વચન વદી તેમની આજ્ઞાનો એકદમ અમલ કરવા પગભર થઈ પ્રાર્થના પૂર્વક રાત્રિ દિન સેવામાં હાજર રહેજે; તારી આખી જીંદગીનો સ્વાદિષ્ટ મેવો તારા માત પિતાની સેવા છે. એમ ધારી તેઓની જીર્ણ સ્થીતિમાં, જેમ તને બાલ્યાવસ્થામાં લાડ લડાવી લાલન પાલન કીધું છે, તેમ તેને તારી સ્થીતિ યાદ કરી તેજ માફક તારા ભકિતના પારણામાં, વૃધ્ધાવસ્થા તે બાલ્યાવસ્થા છે એમ ધારી તેમનું રક્ષણ કરી લાલન પાલન કરજે, અને પુત્રની માફક લાડ લડાવી. તેમના શુદ્ધ અંતઃકરણની આશિશ મેળવજે.

આ જગત્માં માબાપ અને વળી અંધ માબાપ, તેમની ઉત્તમ પ્રકારે સેવાચાકરી કરી અવિચળ કીર્તિ પ્રાપ્ત કરનાર ફકત શ્રવણજ થઈ ગયો છે; એવો શ્રવણ

જેવો માત પિતાની ભકિત કરનારો પુત્ર ફકત રાજા રામના વખતમાંજ. થઇ ગયો છે; અદ્યાપિ પર્યંત કોઇ પણ થયો નથી.

પિતા જેમ પુત્રને પાળે તેમ મોટા ભાઇએ પોતાથી ન્હાનાઓને પાળવા, તેમ ન્હાના ભાઈએ પણ મોટા ભાઈ વિષે ધર્મથી પુત્રની પેઠે વર્ત્તવું, તેમ નહીં વર્તવાથી ધર્મનો લોપ થાય છે.

ગૃહસ્થે, માતા, પિતા, પુત્ર, સ્ત્રી, પરોણા તથા ભાઈઓને મૂકી કોઈ કાળે પણ એકલા જમવું નહીં.

જે પિતામાં ભકિત રાખે તે પુત્ર, જે પોષણ કરે તે પિતા, જેમાં વિશ્વાસ રહે તે મિત્ર સમજવો, તથા જેનાથી સર્વ પ્રકારનું સુખ પમાય તે પોતાની સ્ત્રી સમજવી.

બાળક, જુવાન વા વૃદ્ધ સ્ત્રીએ પણ ગૃહને વિષે ભર્ત્તાદિ વડીલોને પૂછ્યા સિવાય કાંઈ પણ કાર્ય સ્વતંત્રપણે કરવું નહીં, એ રીતે સ્ત્રીઓએ સત્ સંબંધિયોના સ્વાધિનમાં રહી ગૃહ સંબંધી કાર્ય કરવાં તત્પર રહેવું આળશ્ય રાખી પડી રહેવું નહીં. તેમ કરવાથી જે કર્મ કરવાનું છે તે બગડે છે, સર્વને અપ્રિય થવાય છે, શરીર જડ થાય છે, અને ખાધેલું બરોબર પાચન થતું નથી, જેથી શંકિત ઘટે છે, અને રોગ ઉત્પન્ન થાય છે. પણ તેથી ઉલટું કામ કરવામાં તત્પર રહેવાથી કામ સારૂ થાય છે, સર્વને પ્રિય થવાય છે, અને રોગ થવાનો સંભવ ઓછો છે, મહેનતથી દ્દઢ કરેલ શરીરવાળાને કોઇ પ્રકારનો રોગ થતો નથી.

જેને કલ્યાણનો અર્થ હોય તેણે શબ્દ, રૂપ, રસ, સ્પર્શ અને ગંધ એ વિષયોનેજ કોઈ પણ પ્રકારે સેવવાં નહીં. જેને કલ્યાણ મેળવવાની ઇચ્છા હોય તેણે રાત્રિને વિષે જાગરણ, દિવસે ઉંઘ, આળસ, ચાડી, મદ એ સર્વને સેવવાં નહીં.

જે શય્યા અથવા આસન ઉપર વડિલ બેઠાં હોય તેની ઉપર બેસવું નહીં, પોતે શય્યા ઉપર અથવા આસન ઉપર બેઠાં હોઇએ તે દરમિયાન વડિલ પધારે તો તેના સામા ઉભા થઈ સ્નેહ પૂર્વક પ્રણામ કરવા.

દીકરાવાળા બાપે પુત્રવતી અને ધણીવાળી કન્યાને તથા બ્હેનને ઘરમાં સાથે રાખવી નહીં, પણ જો તે બન્ને જણી વિધવા હોય તો તેઓને ઘરમા સાથે રાખી તેનું પાલન કરવું એ ખરા ગૃહસ્થના લક્ષણ છે.

મોક્ષને વિષે તારી બુદ્ધિ હોય તો તારે તારાં સ્વજનને વિષે એવી ચિંતા ન કરવી કે આ મારા સ્ત્રી પુત્રાદિક મારા વિનાના હોઇને શું કરશે ? મનુષ્ય પોતાની મેળેજ જન્મ લે છે અને પોતાની મેળેજ વૃદ્ધિ પામે છે, તેમજ સુખ દુ:ખ અને મૃત્યુ પણ પોતાની મેળેજ પામે છે.

તારી સ્ત્રીને પણ તું જુવાનીમાં ભલે લાડ લડાવજે, પણ કાળે કરીને જ્યારે તે પુત્રવાળી અને વૃદ્ધ થાય ત્યારે તેને તું તજી દેજે અને પરમ અર્થ રૂપી મોક્ષને જાણીને સુખે કરીને વિહાર કરજે.

જે પુરૂષને સુવાને પલંગ પ્રાપ્ત થયો હોય અથવા ભૂમીજ પ્રાપ્ત થઈ હોય, તથાપિ તે બન્ને વાના જેને સમાન છે, તથા ભોજનમાં ઉત્તમ સ્વાદિષ્ટ જાત જાતનાં પકવાન જમતો હોય અથવા હલકુ અને ઉતરતું ભોજન મળ્યું હોય તે બન્ને જેને સમાન છે તેને સદૈવ મુક્ત જાણવા.

સુખની અપેક્ષા રાખનાર બુદ્ધિમાન પુરૂષે પોતાની ધર્મપત્નિ સિવાય પોતાની વૃત્તિને કોઈ કાળે પણ અયોગ્ય માર્ગે બીજી સ્ત્રી સાથે વિહાર કરવા દોરવી નહીં, કારણ કે તેવું આચરણ કરવાથી લોકમાં પોતાની પ્રતિષ્ટા ઘટે છે, વિચારવંત પુરૂષો તેને ધિક્કારી કહિ તેનો વિશ્વાસ કરતાં નથી, અને છેવટે હીન દશા ભોગવી શ્વાન તુલ્ય આયુષ્ય ગુજારે છે.

ખરો પુરૂષાર્થી પુરૂષ, જે પોતાની સ્ત્રીનું સર્વ પ્રકારે રક્ષણ કરી સર્વદા તેનાંજ વિહારમાં ઈચ્છા શક્તિનો ઉપયોગ કરે છે, અને અન્ય સ્ત્રીઓ પ્રત્યે ઈચ્છાના અંકુર પણ પ્રગટ કરતો નથી, અને નેત્રના પડદામાં કામ વિકારના ચિત્રો નહિ ચીતરતાં તેમની પ્રત્યે નિર્મળ દ્રષ્ટિએ નિરખે છે, તે સત્યાર્થી પુરૂષની પંક્તિમાં પ્રવેશ થઈ પરમ સુખ ભોગવે છે.

મૃત્યુથી મુક્ત થવાને વિશ્વ કર્ત્તાએ જે એક અમુલ્ય વસ્તુની બક્ષિશ આપી છે તે વસ્તુનો ઉપભોગ કરવામાં જે કોઈ પ્રાણી ગફલત કરી તેના ધારાનું અપમાનથી વિરૂદ્ધ વર્તન કરે તો તે વસ્તુના નાશ વડે તેની સાથે સખા ભાવે રેહેનારી વસ્તુઓનો નાશ થતાં જેનો ભય મૃત્યુ છે, તે નજદીકનો નિવાસી થાય છે.

પોતાની કન્યાનો કન્યાદાન સમય વીતી ગયો અથવા વીતી જશે એમ ધારી, જેમ કોઈ ખિલતાં પુષ્પને મસળી નાંખી તેની સુંદરતા અને સુવાસનો નાશ કરે છે; તેમ તેઓ ખીલતાં છોડ ઉપરની ગુલાબની કળીને ચુંટી અજ્ઞાનીને અર્પણ કરી કળીની કોમળતા અને સુંદરતાના નાશના શત્રુ બને છે.

તેવાં અજ્ઞાનીઓ અજ્ઞાનતાએ પોતાને મળેલી કુસુમ કળીને ગૃહસ્થાશ્રમમાં કવખતના ઉપયોગથી પીલી તેમાં જામતાં રસકસનો નાશ કરી ફળદ્રુપ છોડને જડમૂળથી ઉખેડી ઘાતક બને છે.

પુરૂષના શરીરમાં જન્મા પછી વીશ વર્ષ પછી વીર્યનું બંધારણ ઘટ અને પરિપકવની શરૂઆત કરે છે, ત્યાર પહેલાનું જામતું વીર્ય અયોગ્ય માર્ગે ઉપયોગ કરવાથી વીશ વર્ષ પછીના બંધાતા બંધારણને ફટકો મારી શકિત હિન કરી પોતેજ પોતાની આયુષ્યનો શત્રુ બની કામ ક્રોધાદિએ દેહનો નાશ કરે છે.

સ્ત્રીઓને બાર વર્ષની ઉમર પછી રસથી ઉત્પન્ન થયેલું રજ પ્રતિ માસે ત્રણ દિવસ સ્ત્રવે છે અને પચાસ વર્ષ પછી તે રજનો નાંશ થાય છે, એમ શાસ્ત્રકારો કહે છે.

પૃથ્વીના રસકસનું પાન કરવાથી સ્ત્રી પુરૂષના વીર્યની ઉત્પત્તિ છે, અને તે. વીર્યના સંયોગથી પ્રજાની વૃદ્ધિ થાય છે. તો સ્ત્રી પુરૂષોએ પૃથ્વી, જળ, તેજ, વાયુ, અને આકાશનું નિયમસર સેવન કરવું, કારણ કે સર્વનું બંધારણ તેમાંથીજ બંધાયછે.

સ્ત્રીને ઋતુ પ્રાપ્તી થયાપછી સોળ દિવસસુધી ઋતુકાળ કહેવાય છે, તો એ સિવાય બીજાં દિવસોમાં સ્ત્રી સાથે કદિ વિહાર કરવો નહીં, અને ફકત એક પત્નિ વૃત મનમાં ધારણ કરવું.

ઋતુસ્નાન કરીને જે સ્ત્રી પોતાના પતિ પાસે જતી નથી તે સ્ત્રી મૃત્યુ પછી નર્કમાં પડે છે, અને જન્મો જન્મ વૈધવ્યને પામે છે; અને તેવીજ રીતે ઋતુસ્નાન કરેલી સ્ત્રીથી જે પુરૂષ ગમન કરતો નથી તેને અતિ ભયંકર એવું ગર્ભપાત પાપ લાગેછે, એમાં જરા પણ સંદેહ નથી. (મનુ)

રજોદર્શનથી સોળ રાત્રિ પર્યંત જે ચોથી, છઠ્ઠી, આઠમી, દસમી તથા બારમી આદિ રાત્રિ હોય તેમાં તે ઋતુમતિ સ્ત્રીને સેવવી, તેમાં પણ ઉત્તરોત્તર રાત્રિ વિષે ગમન કરવાથી આયુષ્ય, આરોગ્ય, સારી પ્રજા, શરીરસામર્થ, તથા ઇન્દ્રિય બળરૂપ ફળને પામે છે.

યુવાવસ્થા પ્રાપ્ત થયા પછી જે સ્ત્રીપુરૂષો પરણે અને સદા ઋતુગામી રહેતો તેઓ પોતે વીર્યનું રક્ષણ થવાથી શરીરે મજબુત થાય, અને દિર્ઘાયુષ્ય ભોગવી શકે, અને પ્રજા પણ સારી ઉત્પન્ન થાય, માટે જેને જેની જેવી ઇચ્છા તેને તેવી તેની પ્રાપ્તિ સમજવી.

જે પુરૂષને વીશ વર્ષ પૂરા થયા નથી અને જે સ્ત્રીની ઉમર હજુ સોળ વર્ષની અંદરની છે, તેવાં સ્ત્રી પુરૂષો પોતાની તેટલી ઉમરમાં પોતાના વીર્યને નહીં સાચવતાં ક્ષેત્રમાં બીજ વાવવાની મહેનત કરે તો

તેઓની મહેનત નિષ્ફળ નિવડે છે; કદાચ તેવા કાચા વીર્યથી પ્રજાની ઉત્પત્તિ થાય, તો તેઓ અલ્પ સુખી સમજવાં, અને પોતે પણ તેવા કાચા વીર્યના ઉપયોગથી પોતાના દેહ સુધ્ધાં સર્વ સુખનો અલ્પ કાળમાં નાશ કરનાર છે એમ સમજવું.

સ્ત્રીનો દિવસે સહવાસ કરવાથી આયુષ્ય ક્ષિણ થાય છે, અને શરીરના યંત્રો નિર્બળ બની અમૃત રૂપી વીર્યના વ્યર્થે કાળના ભયંકર મુખના દર્શન થાય છે.

રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે સ્નાન કરવાથી શુધ્ધ થાય છે, અને રજની નિવૃત થયા પછી દેવ પિતૃ સંબંધિ કાર્ય કરવાને પવિત્ર ગણાય છે, પરંતુ જે સ્ત્રીનું રજ રોગને લીધે નિરંતર વહે છે તે સ્ત્રી અપવિત્ર ગણાતી નથી.

સ્ત્રી ઘણી આજારી હોય અને રજો ધર્માદિ પ્રયોજનથી અથવા તેવાં બીજા કારણસર જો તેણીને ન્હુવરાવવાની જરૂર પડે, તો બીજી નિરોગી સ્ત્રી તેનો સ્પર્શ કરીને દસવાર સ્નાન કરે તો તેવી આજારી એટલે માંદી સ્ત્રી શુધ્ધ ગણાય છે.

ઉશના મુનીનું કહેવું છે કે સ્ત્રી જો રજસ્વલા થયા પછી પાછી અઢાર દિવસની અંદર ફરીથી રજસ્વલા થાય તો તેવી સ્ત્રીઓ માત્ર સ્નાન કરવાથી શુધ્ધ થાય છે, પણ જો અઢાર દિવસ વિત્યા બાદ રજસ્વલા થાય તો તેણીએ ત્રણ દિવસ પાળવાં.

વળી રજસ્વલા, ગર્ભવતી, ઇચ્છા વગરની, રોગથી પિડાયલી, તથા જનનેંદ્રિયના રોગવાળી સ્ત્રી

પ્રત્યે જવું નહીં, કેમકે મનને કાબુમાં ન રાખી રજસ્વલા પ્રત્યે જવાથી જનારને દ્રષ્ટિ, આયુષ્ય, તથા તેજની હાની થાય છે; અને અધર્મની પ્રાપ્તી થાયછે. પુનેમ, અમાસ, તથા સવાર સાંજ જનારને જીવિતનો ક્ષય, ગર્ભિણી પ્રત્યે જવાથી રોગ થવાનો મોટો ભય છે, માટે લાંબુ આયુષ્ય ભોગવવાની ઈચ્છાવાળા સ્ત્રી પુરૂષોએ ઉપર જણાવેલા સમયોમાં ભોગ વિલાસ ભોગવવા પોતાનો ભવ બગાડવો નહીં.

જ્ઞાનવંત પુરૂષે બીજી ઋતુમાં ત્રણ ત્રણ દિવસે અને ઉન્હાળામાં પન્નર પન્નર દિવસે સ્ત્રી પાસે જવું, અને તેમાં પણ નિષેધ કરેલાં દિવસો જેવાં કે પુનેમ, અમાસ સવાર સાંજ પાછલી રાત્રિ તથા મધ્ય રાત્રિ અને મધ્યાન્હ સમય કદિ પણ કામના કિલ્લામાં પ્રવેશ થવા મન કરવું નહીં.

અડકાયલી, અતિ દુર્બળ અને ભયભિત એવી સ્ત્રીએ અંગ ઊપરના ઘરેણાં ઉતારી નાંખવા, ન્હાવું નહિ, તેમ લજ્જાથી એકાંત સ્થળમાં રહેવુ, સાવચેત થઇને ભૂમી ઉપર શયન કરવું. આ પ્રમાણે ત્રણ દિવસ કાઢવાં, ચોથે દિવસે પ્રભાતમાં સૂર્યનારાયણનો ઉદય થયા પછી શરીર ઉપર પેહેરેલાં વસ્ત્રો સહિત સ્નાન કરવું, સ્નાન કર્યા પછી સ્ત્રી ધર્મ પ્રમાણે પ્રાણપતિના મુખના દર્શન કરી પવિત્ર થાય છે. આ પ્રમાણે પવિત્ર થયાં પછી ફરીથી શુધ્ધ જળથી સ્નાન કરવું, અને પછી ઘરના સર્વ કામકાજ કરવાં, આ ધર્મ બ્રાહ્મણ, ક્ષત્રિ, અને વૈશ્યની સ્ત્રીઓનો છે.

---

# આરોગ્યતા.

શરીર સંપત્તિનું સુખ સર્વ સુખો કર્ત્તાં શ્રેષ્ટ મનાયેલું છે; ધન, પુત્ર, પરિવાર, ખાવાનાં મિષ્ટ ભોજનો વિગેરે જે જે ભોગો ભોગવવાનાં છે, તે પોતાના શરીરની તંદુરસ્તી સાચવ્યાં સિવાય ભોગવી શકાતાં નથી, અને શરીરના રોગાદિથી તેવાં વિષયો વિષ સમ ભાસે છે; માટે શરીર સંપત્તિ સિવાય સર્વ મળેલાં સુખો નહીં મળ્યા સમાન છે.

આ વિષય માતા થનારીઓને મુખ્યત્વે કરી ઘણોજ ધ્યાનમાં લેવા યોગ્ય છે, કારણ કે શરીર સંપત્તિની બક્ષિશ દાતા માતા છે, પોતાની પ્રજાને શરીર સંપત્તિ આપવા પોતાના શરીરની તંદુરસ્તી સાચવવાં પોતાને ઘણીજ પ્રકારના નિયમોનું શિક્ષણ લઈ જ્ઞાન મેળવવાની અગત્ય છે.

પોતાનું શરીર જો આરોગ્ય અને કુશળ હોય તો વ્યાવહારિક સર્વ પ્રકારનું કુશળપણું મેળવી શકાય છે, સ્ત્રીઓ, દિવસ, રાત્રિ તથા ઋતુમાં કહ્યા પ્રમાણે જો વર્ત્તે તો સર્વ સુખનું મૂળ જે શરીર સંપત્તિ તે તેઓ મેળવી શકે છે.

ગર્ભવતિ સ્ત્રીએ વાહન ઉપર બેસવું નહીં, તેમ પુરૂષ સંગ તથા અતિ ભોજન કરવું નહીં, અને હમેશાં મધુર, સ્નિગ્ધ, પ્રિય, નરમ, હલકું,

સારી રીતે રાંધેલુ તથા અગ્નિ વધારનાર ભોજન કરવું.

વળી મોટે સાદે બોલવું નહીં, જેમ કરવાથી અંદરના ગર્ભનો નાશ થાય તેવું આચરણ કરવું નહીં, તેમ તેલનો અભ્યંગ તથા શરીરનું ચોળવું ઘણું કરવું નહીં.

પ્રસુત થયેલી સ્ત્રીએ હિતકારક આહાર તથા વિહાર કરવા, ને મહેનત, મૈથુન, ક્રોધ, થંડા પદાર્થ તથા ટાઢનો ત્યાગ કરવો, તેને અહિત આહાર તથા વિહારથી જે વ્યાધિ ઉત્પન્ન થાયછે, તે કષ્ટ સાધ્ય વા અસાધ્ય હોય છે, માટે તેને પથ્ય પાળવું, પછી ચાર માસ વિત્યા બાદ ઉપદ્રવ રહિત શુદ્ધ તથા સારી થયેલી જાણી સુવાવડીના નિયમો ક્રમથી છોડાવવાં.

ગર્ભવતી સ્ત્રીએ જ્યારથી પોતાને એમ લાગે કે મને ગર્ભ રહયો છે, ત્યારથી પોતે હમેશાં આનંદ વૃત્તિમાં રહેવું, કષ્ટ ભાવનાઓ કદિ પ્રગટ કરવી નહીં, મન સંતુષ્ટ થાય એટલા માટે ઇચ્છિત વસ્ત્રાલંકાર શરીર ઉપર ધારણ કરી શુદ્ધ મને પતિની સેવામાંજ તત્પર રહેવું.

દુર્ગુણિ, અપ્રિય વાણી વદનારી, કુચાલના રસ્તાઓમાં ચાલનારી, કલેશ અને કુસંપનો ઉપદ્રવ કરનારી એવી અનીતિવાન સ્ત્રીઓની કદિ પણ સંગત કરવી નહીં, તેમની સાથે ભાષણ કરી તેમનું ભાષણ પણ સાંભળવું નહીં.

ગર્ભવતી સ્ત્રીએ હમેશાં પોતાના પતિની, સાસુ સસરાની, ગૃહના સર્વ સ્નેહિ સંબંધિયોની આજ્ઞા

મુજબ વર્તન ચલાવી નીતિનું સેવન કરી અંદરના ગર્ભનું સંભાળ પૂર્વક જતન કરવું.

ગર્ભવતી સ્ત્રીએ તેવા સમયમાં પોતાની તેમજ અંદર રહેલા ગર્ભની આરોગ્યતા સચવાય તેટલાં માટે ઘણી પ્રકારના વિષયો તજવાની જરૂર છે; આવી ગર્ભવતી સ્ત્રીએ શરદીવાળા કે જે• જગ્યાએ બેસવા ઉઠવાથી શરીરમાં શરદી થઈ ઋતુનું લોહી ગર્ભાશયમાં જામી જાય અને શરીરને દુઃખ અને પેડુમાં તિવ્ર પિડા થાય તેવાં સ્થળમાં પ્રવેશ કરવો નહિ.

કુળની વૃદ્ધિ ઇચ્છનાર માબાપોએ શૌર્ય, રૂપ-ગુણ વિગેરેથી ભરપૂર પ્રજા ઉત્પન્ન કરી, પુત્ર કે પુત્રીનું હિત પૂર્વક રક્ષણ કરી તેમની દિર્ઘાયુષ્યની વૃધ્ધિના વિચાર કરી તેમની બાલ્યાવસ્થાના જ્ઞાન તંતુઓને સદૈવ શિક્ષણ આપવા ગુરૂ પદ ધારણ કરવું.

---

# બાળ રક્ષણ.

---

સ્ત્રી પુરૂષોએ જેમ પોતાના શરીરની આરોગ્યતા જાળવવામાં નિરંતર તત્પર રહેવું યોગ્ય છે, તેમ પોતાના બાળકોના શરીર પણ કુશળ રાખવામાં લેષ માત્ર અનાદર કરવો નહીં. કારણ કે બાળક અજ્ઞાન અને નિર્બળ હોવાથી પોતાના શરીરનું કુશળ સમજી તથા રાખી શકતો નથી, જેથી તે પોતાને ઉછેરનારને આધિન રહે છે.

મનને આનંદ આપનાર, ચક્ષુમાં આંજેલા અમૃત રૂપી અંજનની પેઠે ઠારનાર, સ્નેહનું સ્થાન, કામદેવ રૂપ વૃક્ષનું પુષ્પ, રતિનો પ્રસાદ તેવો સાર રૂપ બાળક માતાપિતાને આ લોકમાં સૃષ્ટિ નિયમ સારી રીતે પાળવાથી પ્રાપ્ત થાય છે. (કલ્પતરૂ ગ્રંથ)

પ્રાણીઓની આયુષ્યનો પ્રથમ ભાગ બાલ્યાવસ્થા છે, તે અવસ્થામાં જો તેમને ઉછેરનાર સારી સંભાળથી ઉછેરી દૃઢ કરે તો સારા પાયા ઉપર ચણેલા ઘરની પેઠે તેઓ પોતાથી પૂર્ણ આયુષ્ય, જો કોઈ દૈવી વિઘ્ન ન આવે તો ભોગવી શકે છે; માટે બાળકની રક્ષા સંભાળ પૂર્વક રાખનારા માતાપિતા ઐશ્વર્ય સુખને પામે છે.

બાળકની તંદુરસ્તીનો સઘળો આધાર તેની માતા ઉપર છે, તો બાળકના તન મનનું રક્ષણ કેવી

પ્રકારે કરવું તે માતાનું પદ પામનારીઓને જાણુવાની ઘણીજ જરૂર છે. બાળકની તંદુરસ્તી સાચવવા પોતે પણ પોતાની તંદુરસ્તી સાચવવી જોઈએ, જીભના સ્વાદમાં નહીં લોભાતાં પોતાની તેમજ બાળકની તંદુરસ્તીમાં જે વસ્તુ ખાવાથી બિગાડ થવાનો સંભવ હોય તે ચીજનો ઉપભોગ નહીં કરતાં બાળકની બાલ્યાવસ્થા સુધારવા લોભી ઈન્દ્રિયોને કબજામાં રાખી તેવી નુકસાન કારક ચીજોનો ત્યાગ કરવો.

માતાએ પોતાના બચ્ચાંની માવજત કરવામાં પોતાના સુખનો ભોગ આપી તેમની તન મનની શક્તિને ખિલવવામાંજ પોતાનો મુખ્ય ધર્મ છે એમ સમજવું, તેવી ધર્મિષ્ટ માતાઓનું તેમની વૃધ્ધાવસ્થામાં, તેવાં સંભાળ પૂર્વક રક્ષણ થયેલાં મજબૂત બાંધાવાળા સદ્ગુણી, નીતિમાન પુત્રો પોતાની યુવાવસ્થામાં, માતા પ્રત્યે ઉપકારનો બદલો વાળવા ભરણુ પોષણ કરી તેમને સુખ આપવા પોતાનો ખરો ધર્મ જે માતૃ ભકિત તે કદિ વિસરતાં નથી.

બચ્ચાંને, ગર્ભમાંથી જેવું બહાર પડયું કે તુરત દરેક વિષયોનું જ્ઞાન આપવા પ્રથમ અભ્યાસની જરૂર હોય છે, અભ્યાસના વિષયનો અર્થ ઘણોજ ગહન છે. આ સૃષ્ટિની ઉત્પત્તિ, પ્રકૃતિ એટલે સ્વભાવ છે, અને સ્વભાવની વૃધ્ધિ માટે અભ્યાસની જરૂર છે, અભ્યાસ કરવામાં દોષ થાય તો, દોષનાં જે ફળ, આ દુનિયાના દરેક પ્રાણી માત્રના સુખ દુઃખના ધારા' રચનારે જે રચ્યાં છે, તે અભ્યાસના દોષોથી પ્રકૃતિ

એટલે સ્વભાવથી આ દેહને ભોગવ્યાં વિના છૂટકો નથી.

હરવા ફરવામાં, મહેનતની કસરત કરવામાં, અને જઠરાગ્નિમાં પાચન થઈ શકે તેવી વસ્તુઓનો ઉપભોગ કરતાં બાળકોને અટકાવવાં નહિ, બનતાં સુધી ઉપરના નિયમો પોતાની નજર તળે થાય તે વધારે સારૂં; નહિતો કદાચ અજ્ઞાનતાએ ગ્રહણ કરેલો નિયમ કોઈ વખતે ઘણોજ નુકસાનકારક અને જીંદગી ભય નિવડે છે.

બાળકનું શરીર શરૂઆતમાં કોમળ હોવાથી તેની ઇન્દ્રીઓ પણ કોમળ હોય છે, તેથી તેને તેવી સ્થિતિમાં વિશેષ જ્ઞાન હોતું નથી, માત્ર ધાવવું, સુવુ તથા મળમૂત્ર છોડવાં એજ તે સ્વભાવથી કરી શકે છે, અને કાંઈ દુઃખ થતું હોય તો રડે છે, પણ શું દુઃખ થાય છે તે તે જણાવી શકતું નથી.

તેવાં પરતંત્ર બાળકોનું દયા પૂર્વક માતાએ સારી રીતે રક્ષણ કરવું, તેને નિયમસર ધવરાવવું, સુવાડવું મળમૂત્ર કર્યા હોય તો સ્વચ્છ કરવુ, અને રડતું હોય તો તે બિચારૂં શા કારણથી રડે છે તે શોધી કહાડવાનો ઉપાય કરવો, તેને સુવાના બિછાના, તે ઉપર પાથરવાના વસ્ત્ર તથા તેને પંહેરવાના લૂગડાં સર્વે ન્હાના સ્વચ્છ, કોમળ તથા સુગંધી રાખવાં.

બચ્ચાંની આરોગ્યતાને હાની થાય તેવાં મેલાં, ગંદા, મળમૂત્રાદિકથી ખરડાયેલા, પસીનાવાળા લૂગડાં કદિ ઉપયોગમાં લેવા નહીં; પણ સ્વચ્છ કરી વાપરવાં.

કેટલીક માતાઓ બેદરકારીએ કલાકના કલાક પોતાના બચ્ચાંને મળમૂત્રાદિકથી ખરડાયેલી પથારી કે પારણામાં પડી રહેવા દઇ તેઓની તંદુરસ્તીમા બગાડો કરે છે, તેવાં કાળજી વગરના ઉછરતાં બાળકો કાળે કરી રોગિષ્ટ અને નિર્બળ થાય છે.

બાળકનું શરીર જેમ જેમ વૃદ્ધિ પામતું જાય છે તેમ તેમ તેની ઇન્દ્રીઓ પણ વધારે શકિતમાન થતી જાય છે, અને તેને દિવસે દિવસે વધારે સમજ આવતી જાય છે, અને ત્રણ ચાર માસ પછી તેને સાન આવી જણાય છે, કારણ કે તે સમયે તેના હાથમાં કાંઇ વસ્તુ આપતાં તે તે ગ્રહણ કરે છે, ધમકાવતાં રડે છે, ને રમાડતાં હસે છે: ઘણું કરી છ માસ પર્યંત બાળક આરોગ્ય રહે છે, અને ત્યાર પછી દાંત આવવા શરૂ થવાથી તેની પીડા વડે વારંવાર તાવ, ઉધરસ, ઝાડો, સલેખમ તથા ગુમડાં વિગેરે રોગો થાય છે; તેવી સ્થિતિમાં તેમના સુખને અર્થે માતા પિતાએ ધિરજથી તેને દૂર કરવાના ઉપાય તુરત કરવા.

કેટલાંક અજ્ઞાન માબાપો પ્રથમથી ઉપાય નહીં કરતાં, કાંઈ નહીં મટી જશે એવો વિચાર કરી રોગને વધવા દઇ પાછલથી રોગની વૃદ્ધિ થવાથી એકદમ ઉપાય કરવા ગભરાટમાં પડી દોડાદોડ કરે છે; તો એવાં અજ્ઞાન માબાપોએ ધ્યાનમાં રાખવુ, કે રોગને શરૂઆતથી દાબી દેવાનો ઇલાજ નહીં કરવાથી, પાછલથી ગમે તટલા ઉપાય કરવાથી સારૂં થતું નથી, પણ બાળક બુરી દશાને પામી મૃત્યુના માર્ગમાં પડે છે. માટે પ્રથમથીજ કોઇ અનુભવી માતા તેમજ કુશળ વૈદ્યની સલાહ પ્રમાણે રોગને અટકાવવા ઉપચાર કરવા.

બાળકનું પાંચ વર્ષ સુધી કેવળ લાલન પાલન કરવું, તે દરમિયાન તેમનું મન હમેશાં પ્રફુલિત રાખવું; જેનાથી ભય, ધાસ્તી વિગેરે ઉત્પન્ન થાય તેવાં શબ્દો સંભળાવવાં નહીં, પણ અવાર પછી તેમની મગજ શકિત કેવી પ્રકારે ખિલે તેનાંજ વિચાર કરી પ્રથમ વિવેકના જ્ઞાનની શરૂઆત કરવી.

બાળકને વિવેકના વસ્ત્રો પેહેરાવવાથી તેમના શરીરના તમામ અવયવો ઘણાંજ સુંદર દેખાય છે, તેઓની મધુર મીઠી વાણી વિવેકના તાજ તરીકે શિર ઊપર બિરાજી દેહની કાન્તિમાં વિશેષ વધારો કરેછે.

વિવેક હિન બાળક સર્વને અપ્રિય લાગે છે, તેઓના મુખની વાણીથી શરીર સ્વચ્છ, સુંદર, મોહક છતાં પણ તેમની પ્રત્યે સજ્જનની દ્રષ્ટિ ઠરતી નથી.

એક, બે ત્રણ, કકો કકાના પદ, શબ્દ જ્ઞાન; વ્યાકરણ, ગણિત જ્ઞાન, વિગેરે ચોપડીઓના ચહડતાં ધોરણોનું જ્ઞાન, એ સર્વ જ્ઞાન બાળકને પ્રથમ વિવેક જ્ઞાનના વારીનું સીંચન કર્યા સિવાય, ભવિષ્યમાં તેઓની ગૃહસ્થાશ્રમ સ્થિતિ અલ્પ સુખી છે એમ સમજવું.

બાળકને પ્રથમ ધર્મ, નીતિ, વિવેક વિગેરે સદ્દગુણથી ભરેલાં વિષયોનુંજ ગૃહમાં જ્ઞાની માબાપોએ સુવાકય વડે પાન કરાવવું; કેલવણી, કેલવણી કરી અજ્ઞાન બાળકને એક ચામડાના પાકોટમાં એક સ્લેટ, ચોપડી, પેન્સીલ, હોલ્ડર, ખડીઓ વિગેરે મૂકી નિશાળમાં વહેતો કરવો તે શું કેલવણી કે ?

કેલવણીનો અર્થ માત્ર જ્ઞાન છે; તો જ્ઞાન એટલે શું ? દુનિયામાં જન્મ લઈ ભવિષ્યની જીંદગીમાં શુ કર્મ કરવાના છે તેનું શિક્ષણ લઈ અનુભવ મેળવવો તેજ કેલવણી એટલે જ્ઞાન કહેવાય છે.

જે બાળકને પ્રથમથી, ધર્મ, આચાર, વિચાર વિગેરે રીતિ, નીતિ અને પ્રીતિનું પોતાના માબાપ તથા ગુરૂ અને શુભેચ્છુકો તરફથી જ્ઞાન મળ્યું નથી તે અધર્મી, પાપી અને આચાર વિચાર વિનાના થઇ એવા દુર્ગુણે કરી દુ:ખ ભોગવી જેમ તેમ કષ્ટ ભોગવી જીંદગી પુરી કરે છે.

માતા પિતાયે કન્યાને પણ પુત્રની પેઠે પાળવી, અને તેને ધર્મ તથા નીતિની કેલવણી આપી, કુળ, વર્તણુક, ઓથ, વિદ્યા, ધન, શરીર, તથા અવસ્થા એવાં સાત ગુણવાળા પતિ સાથે વિદ્ધિ પૂર્વક લગ્ન કરી પોતાની શકિત મુજબ ધન વિગેરેથી સંતુષ્ટ કરી ગૃહસ્થાશ્રમમાં જોડવી.

હે આર્ય માતાઓ ! તમારૂં ખરૂં કર્તવ્ય, તમારા બાળ બચ્ચાઓને ગૃહની અંદર ઉપર મુજબ સુબોધ કરી તેમની બાલ્યાવસ્થામાં લાલન પાલન કરી તેઓની ભવિષ્યની જીંદગી કેમ સુધરે તેનોજ ફકત વિચાર, અને પોતાના પતિની આજ્ઞા માની ગૃહના તમામ કાર્ય કરવા; બાકી નવરાસનો વખત સદ્ગુણી સખીઓના મંડળમાં પતિવ્રતા સ્રીઓના ધર્મનું પાન કરવું, તે છે.

સ્રીઓનું ઉત્તમમાં ઉત્તમ વ્રત ફકત એક પતિવ્રત છે, અને તે પતિવ્રત પાળવું તે મહા કષ્ટ કર્ત્તા છે, તે વ્રત પાળવામાં આ દેહમાં નિવાસ કરી રહેલ પાંચ સખી તુલ્ય ઈન્દ્રીઓને વશ કરવાની

જરૂર છે, કારણ કે ઇન્દ્રીઓને કાબુમાં રાખ્યા સિવાય તે કઠિન વ્રતની વિધિ થઇ શકતી નથી.

આ ગૃહસ્થાશ્રમમાં સત્ય સુખ ભોગવવાની ઇચ્છાવાળી સ્ત્રીઓ અન્ય વ્રતોની ઉપાસના નહીં કરતાં કાયા, વાચા અને મનથી પતિવ્રતની ઉપાસના કરે તો તેમના આ સંસારમાં ઇચ્છા પૂર્વક સર્વ કામ સિધ્ધ થાય છે.

પતિવ્રતા સ્ત્રીઓના ધર્મ વાંચવાં, લખવાં, કહેવાં અને શ્રવણ કરવાં તેથી કાંઇ પતિવ્રતના ઉપાસક થઈ શકાતું નથી. આ કલિયુગમાં તો ફકત પૂર્વે થઇ ગયેલી પતિવ્રત પાળનારી પતિવ્રતા સ્ત્રીઓના વૃત્તાંત વાંચવા અને વાંચીને વિસ્મર્ણ થવું તેજ વ્રત મનાયેલું છે, કારણ કે તે પ્રમાણે પરિશ્રમ લઇ વર્ત્તવાનું કર્મ ઘણુંજ દૂર છે.

આ મણીમાળા સર્વ સ્ત્રીપુરૂષોને અમૃતનું પાન કરાવવાવાળી છે, કષ્ટને હરનાર અને વિજયને વધારનાર છે, પરસ્પર સ્નેહ અને સંપની વૃધ્ધિ કરનાર છે, સર્વ પ્રકારની આધિ વ્યાધિ અને ઉપાધિથી મુકત કરી સદા સંતોષમાં સત્યાનંદ કરાવે છે.

મણી એ અમુલ્ય રત્ન છે, ધર્મ અને નીતિના માર્ગનું રહસ્ય બતાવનાર સત્યનો રત્ન રૂપે પ્રકાશક છે; તેવાં પ્રકાશક મહાન વિદ્વાન રત્નોના સુપ્રસિધ્ધ ગ્રંથો, જેવાં કે માનવધર્મશાસ્ત્ર, પરાસરસંહિતા, શુક્રનીતિ, પ્રમાણુસહસ્ત્રી, ભારતાર્થપ્રકાશ વિગેરેમાંથી માળાના મણકા રૂપે વાકયોની ગુંથણી ગુંથી આ લઘુ પુસ્તકનું નામ મણી માળા રાખ્યું છે.—

શાન્તી



# આકાશ વાણી.

કાયા મન વાચા થકી, કરવાં સત્યજ કર્મ,
બહુ પરનિંદા વાણીએ, પ્રગટે મૂળ અધર્મ.

નાવ તરે નીતિ તણું, ભર સમૂદ્ર તરંગ,
પણ અનિતીએ મધ્યમાં, સૌનો થાયે ભંગ.

સત્ય કથન કથવું મહી, અસત્યનો નહિ પાસ,
રવી સોમના તેજથી, થાય ઉદય પ્રકાશ.

પંથી પાળે પ્રીતથી, સ્વારથીઓ સંઘાત,
પરમારથ નહિ પ્રિછતો; એ પંથીની જાત.

કામી ક્રોધી લોભના, મોહ્ય તણા ભંડાર,
ચંચળ લક્ષ્મી નારમાં, હાડ જળે અંગાર.

કાયા માયા કામની, ભ્રાતા ભગિની માત,
જ્ઞાનીને વિષ માન્ય છે, તાત ખરો જગતાત.

હું તું તું હું શું કરે, સુખ નહિ તેમાં લેષ,
મનનું ધાર્યું મન કરે, કરે નિત્ય શું કલેશ.

મળ મુત્રાદિક માંસમાં, ભોગવતો મહીં ભોગ,
હાડ ચર્મના મેહેલમાં, વસનારો છે કોણ ?

મિથ્યા વાદી વાદમાં, વાદ કરે અનેક,
પણ વાદીના વાદમાં, થાય ફજેતી છેક.

રાજ કરે મન દેશમાં, વેશ કરી અનેક,
નાટય કળાદિક નાદમાં, વિસરતો નિજ ટેક.

જે નર નારી ધ્યાનથી, પાળે નિજ સુધર્મ,
તેના ગુણ યશ કીર્તિને, ગાયે મહી જન સર્વ.

ક્ષમા દયા નિજ ધર્મને, પાળે પ્રીતે જેહ,
તે નર નારાયણ બને, લેશ: નહીં સંદેહ.